# પોલીસ પધ્યતિ.

અથવા

પ્રોસીજર કોડ, પેનલ કોડ, પોલીસ મોન્યુઅલ
અને સરક્યુલરો ઉપરથી સમજવા લાયક
ખેંચી કાહાડેલા ધુન્હાની સમજુતી.

લખનાર,
પ્રેમશંકર સદાશંકર પાઠક,

છાપનારઃ—સુરત "સોદાગર" પ્રેસ, દરીયામ્હેલ.

સન ૧૮૮૪.

કીમ્મત ૮ આના.

# પોલીસ પધ્ધતિ.

અથવા

પ્રોસીજર કોડ, પેનલ કોડ, પોલીસ મેન્યુઅલ
અને સરક્યુલરો ઉપરથી સમજવા લાયક
ખેંચી કાહાડેલા ગુન્હાની સમજુતી.

લખનાર
પ્રેમશંકર સદાશંકર પાઠક,

છાપનારઃ-સુરત "સોદાગર" પ્રેસ, દરીયામ્હેલ.

સન ૧૮૮૪.

કીમ્મત ૮ આના.

૨૨૬૦

# પ્રસ્તાવના.

ભરૂચ જીલ્લાની પોલીસમાં હેડ કવાટરમાં જે પોલીસ સ્કુલછે ત્યાં જે ઉમેદવારો ભણે છે તેઓ ફકત લખતાં વાંચતાં શીખી પોતાનો અભ્યાસ બંધ કરે છે. પરંતુ પોતાને જાણવાની ફરજ એટલે પોલીસ પધ્યતી તે શું એ બરાબર સમજી શકતા નથી. વળી આ વીશય સમજ અને તેઓની અલ્પ કેળવણીને લીધે કેટલુંક જ્ઞાન જોઇએ છીએ કે એ જ્ઞાન ફકત કાયદા વાંચેથી થાય એમ નથી. કાયદાની સમજુતી અને તેની સાથે કેટલીક પધ્યતી જાણવી એ જરૂરની છે. તેથી પોલીસ બંધુઓને કામની પધ્યતી સમજવા ઘણી સુગમતા પડે અને પોલીસનું કામ કરવા તેઓને જલદી માહેતી થાય તેને માટે એક નોટ (પોલીસ પધ્યતી) પ્રાસીજર કોડ, પેનલકોડ, પોલીસ મેનયુઅલ તથા પાછલી સાલોના સરકયુલરો ઉપરથી ચીફ કોન્સ્ટબલથી ઉતરતા દરજાના પોલીસ માણસોને માટે તયાર કરી છે અને તે પોલીસ ખાતાની સભ્ય ગ્રહસ્થોએ પસંદ કરી છે.

સવાલ જવાબમાં આ નોટ બનાવવાનું કારણ ફકત એટલુંજ છે કે હંમેશા ઉમેદવારો પોતાનું લખવા વાંચવાનું કામ સ્કુલમાં શીખે તેમાંથી અડધો કલાક આવકાશ લઇ સ્કુલના માસ્તર પેહેલે દીવશે તેમને મુશકેલ નહીં પડે એ પ્રમાણે એક બે સવાલ સમજાવે અને જે પ્રમાણે નીશાળીઆઓ પોતાનો પાઠ શીખીને લાવે અને માસ્તર લે છે તે પ્રમાણે પાઠ તરીકે તેમને પુછે એટલે તેઓ સેહેલથી વાકેફ થાય એટલુંજ નહી પરતુ સાધારણ પક્ષ કોઇ વખતે પોલીસ કામની ગુચવણમાં આવે તો આવવા પામે નહી. માસ્તર શીખવે તે વખતે પાસે કાયદાઓ રાખવા એટલે કાંઇ વધારે સમજણ પાડવી હોય તો સુગમ પડે એ ઇરાદાથી સવાલ જવાબમાં લખી છે.

આ નોટ ફકત પોલીસને ઉપયોગી છે એટલુંજ નહી પરંતુ
લીસના સંબંધમાં આવેલા પોલીસ પટેલોને પણ ઘણી ઉપયોગી
આ ચોપડી છપાવવા ભરૂચ જીલ્લાના મેહેરબાન ડીસ્ત્રીકટ પોલ
સુપ્રીટેન્ડેનટ મી૦ જે એચ. સી. સ્નાઇડર સાહેબ તરફથી યોગ્ય
ત મળી છે તથા મેહેરબાન ડીસ્ત્રીકટ પોલીસ સુપ્રીટેન્ડેનટ મી૦
સ્કોટ સાહેબે વાંચી બાહાર પાડવા ઊતેજન આપ્યુ છે તેથી એ
હું આભાર માનું છું.

લખનાર
**પરેમશંકર સદાશંકર પાઠ**

# પોલિસ પધ્ધતિ.

**સવાલ**–પોલીસની શું ફરજ છે?

**જવાબ**–પોલીસ લોકોના જાનમાલને નુકશાન નહીં થાય તેના સ્વરક્ષણને માટે બનેલી છે. વળી હંમેશા ગુન્હાઓ અટકાવવા અને ગુન્હેગારોને સજાને પાત્ર ઠરાવવા એ તેમની ફરજ છે.

**સવાલ**–પોલીસમાં કેટલા વર્ગ છે?

**જવાબ**–પોલીસ સુપ્રીટેન્ડેન્ટ, આસીષ્ટંટ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ, પોલીસ ઈન્સપેક્ટર, ચીફ કોન્સ્ટબલ, હેડ કોન્સ્ટબલ, અને કોન્સ્ટેબલ એ રીતે ૭ વર્ગ છે

**સવાલ**–ઉપર જે ૭ વર્ગ બતાવેલા તે દરેક વર્ગના ઓફીસર અમલદાર તથા કોન્સ્ટેબલને કામ કરવાની કર્તવ્યતા કેવે પ્રકારે છે.

**જવાબ**–ડીસ્ત્રીકટ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબે પોતાની ડીસ્ત્રીકટના સબોર્ડીનેટો કેવી રીતે કામ કરે છે અને જીલ્લાનો બંદોબસ્ત કેવી રીતે રાખે છે તેની દેખરેખ રાખવી અને પોતાને જે અધીકાર આપ્યા હોય તે મુજબ આસીષ્ટંટ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબ તથા ડીસ્ત્રીકટ પોલીસ ઈન્સ્પેકટરની રેન્ક સીવાયના તમામ સબોર્ડીનેટોને કસુરમાં આવે તો બરતરફ કરવા તથા નવા પોલીસ માણસો બાહાલ કરાવા વીગેરે અધીકાર છે.

આસીષ્ટંટ ડીસ્ત્રીકટ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબ બાહાદુરને જે ભાગ સોપવામાં આવયો હોય તે ભાગમાં સુપ્રીટેનડેન્ટ સાહેબના તાબામાં રહી જેટલો અધીકાર આપવામાં આવો હોય તેને અનુસરીને પોતાના તાબાના સબોરડીનેટો કેવા પ્રકારથી બંદોબસ્ત રાખે છે તેની દેખરેખ રાખવી.

પોલીસ ઇનસ્પેકટરની ફરજ પોતાની હદના ચીફ કોનસટેબલો તથા હેડ કોનસટબલો તથા કોનસટબલો વીગેરેની રીત ભાત કેવી છે. તથા જીલ્લાનો બંદોબસત કેવી રીતે ચાલે છે તે તમામ હકીગત ઉપર દેખરેખ રાખી જાહેર કરવી તથા વખતે વખત પોલીસ સુપ્રીનટેનડેનટ તથા આસીષ્ટંટ પોલીસ સુપ્રીટેનડેનટ હુકમો ફરમાવે તેને તાબે રહેવું વીગેરે ફરજ છે.

ચીફ કોનસટેબલની ફરજ પોતાની ડીસ્ત્રીકટમાં લુચા લોકો ગુનહો નહીં કરે તેનો બંદોબસત રાખવો અને પોતાના પોલીસ ગુનહાં પકડવામાં જાગરૂત રહે તથા ગુનહા પકડવા અને દફતરનાં કામ કરવાની છે.

હેડ કોનસટેબલની ફરજ પોતાની ગેટ હંમેશા સાફ રાખવી સાપની દવા, કોગળીઆની દવા વીગેરે જે હોય તે સારી હાલતમાં માપ તથા આધારો બતાવવામાં આવે તે પ્રમાણે કોઈ દવા લેવા આવે તો આપવી. પોતાના તાબાના માણસોનો દરેસ તપાસતાં રહેવું. ડેડસ્ટોકની યાદી પાટીઆ ઉપર ચોઢીને રાખવી. પડત ગુન્હાનું પત્રક શાંકવાળાનું પત્રક વીગેરે રાખવાં જે હુકમો વખતે વખતે ફરમાવે તેને તાબે રહેવું. પડત ગુન્હા તથા ચઢાવવા ઘટે તે વખતે વખત નવા ચઢાવવા શાકવાળાના પત્રકમાં વખતે વખતે નામ દાખલ કરવા ઘટે તે કરવાં તાબાના પોલીસ માણસોને પોતાના ડીવીઝનમાં ફેરણું ફરવા જવા માંટે મોકલવામાં આવે તે વખતે પોતાની પાસે પડત ગુન્હાનું પત્રક હોય તે જોઈ કહેવું કે ફલાણા ગામનો ફલાણો કેદી ફલાણા ગુન્હાના કામમાં પકડવાનો બાકી છે તે બાબત તપાસ કરવી તથા તેમને હુકમ ફરમાવવો કે તમાહાજરી લેવી લુચ્ચા લોકો કોણ આપણા ડીવીઝનમાં વસેલા છે તે શા કામને માટે કેટલા દીવશ થયા આવેલા છે તેની તપાસ કરવી. પોતે જયારે ફેરણું ફરવા નીકળે ત્યારે જોવું કે આપણો હુકમ બરાબર માન્ય કરે છે કે નહીં. યોગ્ય અધીકારીએ કાયદાસર વારંટ તથા હુક-

મો આપ્યા હોય તેને તાબડતોબ જાતે અમલમાં લાવવા. લોકોની સુલેહ બાબત ખબર કાઢવી અને જાહેર કરવી. ગુન્હા તથા લોક અપકારક કૃત્ય થતાં અટકાવવાં અને બંદોબસ્ત કરવો. ગુન્હેગારોને શોધી કહાઢી તેઓને ઈનસાફ થવા સારૂ હાજર કરવા અને જે માણસોને પકડવાને પોતાને કાયદાને રૂએ અધીકાર હોય અને જે માણસોને પકડવાનું વ્યાજબી કારણ હોય તે સર્વને પકડવા એ દરેક પોલીસનુ કામ છે. એમ સમજવું અને આ કામમાં કરેલા કંઇ પણ કારણ સારૂ વગર વારંટે પીઠામાં જુગારી અખાડામાં તથા હલકા અને બેઢંગા માણસોની આવવા જવાની જગોએ ચોકશી કરવા દરેક પોલીસ અમલદારની ફરજ છે-એ રીતે હેડ કોન્સ્ટેબલની ફરજ છે.

કોન્સ્ટેબલની ફરજ પોતાનો ઊપરી અમલદાર જે હુકમ ફરમાવે તેને તાબડતોબ માન્ય કરવો અને પોતાને બજારમાં અગર કોઈપણ ડીવીઝનમાં પેહેરો ભરવા અથવા તપાસ કરવા હુકમ કરે તે બે ફીકરાઇથી તથા અપ્રમાણીકપણાથી કરવું નહીં. ગાડીઘોડા વીગેરે ઘણા જોરથી હાંકી જાયતો તેને કહેવું કે ધીમે ચલાવ. કોઈમાણસ છાટકો થઇને સરીયામ રસ્તામાં પડો હોય, લોકોને ગાળો દે તથા મારતો હોયતો પકડી થાણામાં લઈ જઈ પોતાના ઉપરી અમલદાર અગર ( ચીફ કોન્સ્ટેબલને) સોંપવો. લોકોના ટોળાં ભેગા થાય અને સુલેહનો ભંગથવાનો સભવ લાગેતો છુટા પાડવા. કોઈ પરમુલકના લોકો વીગેરે હથીઆર સાથે માલુમ પડે તો તેની પાસે લાઇસેન્સ માગવા નીચ કોમના લોકો કોઇને ઘેર આવેલા હોય તો પુછવું કે કયાંથી આવાછો? કેમ આવાછો? ડીવીઝનમાં ગંધકી થવા દેવી નહીં. કંઇ સારવજનીક જગો જેવાં કે તળાવ નદી વીગેરે જયાં લોકો ધરમ સંબંધી ક્રીયા કરતા હોય ત્યાં જવુ કોઇને હરકત નહીં થાય એવો બંદોબસ્ત કરવો. ધરમશાળા પીઠા વીગેરે જગોએ જઈ વીચક્ષણ નજરથી જોવું આગ લાગેતો ઊપરીને ખબર કહી તથા કહેવડાવી તાબડતોબ જવું અને લોકોને મદતમાં લઈ હોલવવી. કોઇ

રૂવા કે નદીમાં પડે તો તાબડતોબ કઢાવવા. પોતાના ડીવીઝનમાં ગુન્હા પકડવાના બાકી હોયતો તીક્ષણબુદ્ધી વાપરી લુચા વીગેરેથી પુછપા- છ કરી તપાસ કરવી. કોઈ વગર ફાનસ ગાડી હાંકતું હોય. કોઈ ગાડામાં કાયદા વીરૂધ ભારે બોજો ભરી જતું હોય તે જે શેહેરમાં અગર ભાગમાં કાયદા અમલમાં આવતા હોય ત્યાં પકડવા અને પોતાના ઉપ રીની રૂબરૂમાં જે જે બીના બની હોય તે કેહેવી. પોતાના ઊપરીઓ જતા હોય તો તેમને રીતસર સલામ કરવી. કોઈ વાજીંત્ર વગાડે, દારૂખાનું ફોડે તો તેની પાસે રીતસર રજાચીઠી જોવા માંગવી. પોતાના ડીવીઝનમાં કોઇ મરણ પામે તો તેનું નામ ઠામ પુછવું. શું રોગથી મરણ પાચ્યો છે વીગેરે પુછવું. એ વીગેરે ફરજ ચીફ કોન્સ્ટબલની છે.

**સવાલ**–એક ફરીયાદી પોલીસની રૂબરૂ આવી ફરીયાદ કરે છે તો તેની કેવી રીતે વ્યવસ્થા કરવી.

**જવાબ**–ફરીયાદી જે હકીગત કહેતે પ્રથમશાંત મનથીસાંભળવી. બાદ જોવુકે એ ફરીયાદ પોલીસ પોતાના અધીકારમાં શાંભળી શકે છે કે મેજી સ્ટ્રેટનાં વારંટથી શાંભળી શકે છે. જો પોલીસ પોતાના અધીકારથી ફરી યાદ શાંભળી શકે છે એવો કાયદાનો આધાર હોયતો ફરીયાદ બુકમાં તે ની ફરીયાદ લખી લેવી. ફરીયાદ લખતી વખતે હમેશા ગુન્હાની તારીખ વખત, કહી જગોએ, કેટલે વાગે, કહા ડીવીઝનમાં, કહે પ્રકારે, * કેટલો માલ ગયો તે નામવાર નોશાન બધ સાથે લખવો * એ વીગેરે સારા શ ફરીયાદની મતલબને અનુસરીને લખવો. ફરીયાદ લખી કે તુરત ક્રી. પ્રો. કો. ક મુજબ દરેક અધીકારવાળા મેજીસ્ટ્રેટને ગુન્હાની ખબર પાકા પાયા શાવાય કેદીને પકડવો નહીં એટલે વેહેમ આણવાને પુ- રાવો એટલે માહરે ફલાણા શખશ ઊપર શક છે ફકત એટલું કહેવા ઊપરથી તથા પોલીસ પટેલ વીગરેએ પકડા છે તેટલા ઉપરથી તથા જે પકડવામાં આવે તે ખરાબ ચાલના છે. ફકત એટલા વેહેમ ઉપરથા તથા પુરાવો પાછળથી મળી આવશે એમ ધારીને પકડવું નહીં એટ-

લે વ્યાજબી લાગે એવા પુખ્ત કારણો બતાવા શીવાય ફકત ફરીયાદી-
ના કહેવા ઉપરથી પકડીએ તો પકડેલા શખશને ગેરવ્યાજબી ઈજા
થાય એ ઉપરથી ગેરવ્યાજબી અટકાવ કરવાનું કામ ચાલવા પા
થાય. શક આણેલો શખશ ગુન્હેગાર છે એવું એકદમ અનુમાન ક
રવાથી દરેક જણ આડે રસ્તે દોરાય છે અને ખરા ગુન્હેગારો કદી પકુ-
ડાતા નથી. ગુનહા પત્રક બગડે છે તેમના ઉપર કામ ચાલવા શીવાય
છોડી દેવાથી પકડયા પઇકી કેટલાને સીક્ષા થઇ તેનો પરસેનટેજ ઓછો
ઓછો થાય છે તેથી પોલીસની અજ્ઞાનતા જણાય છે. મુકરદમા બરા-
બર તયાર થતા નથી. કબુલતો મેળવવાના પ્રયત્નો કરવામાં આવે
છે જથી કંઈજ નહી. પણ કેસ બગાડવાનો સંભવ રહે છે.

આ ઉપરથી એમ કહેવું થશે કે જે શખશના ઉપર થોડોક વે-
હેમ હોયાં તેને એકદમ નહીં પકડવાથી સંતાઈ નાશી જાય અને પુરા-
વો મલેથી પકડાય નહીં. આ બાબતમાં એવી સુચના રાખવાની કે
કાયદા સર મુશકેલીઓ જેની સામું પોલીસ અમલદારે ટકર ઝીલવા
ની છે તેમાંની આ એક મુશકેલી છે. માટે કાયદાસર મુશકેલી તથા
વેહેમ ઉપરથી પકડવું .એ બેની વચેના તફાવત સમજી કામ કરવાનું છે.
વળી કેદીને પકડવાનું જણાયતો જોવુંકે આ કેદીને સમન કરી બો
લાવવો કે વારંટ કરી બોલાવવો. વળી મેજીસ્ટેટના વારંટ લેઈ બોલાંવી
શકાય કે-પોલીસના વારંટથી બોલાવી શકાય. સમન અગર વારંટ થી
કેદીને બોલાવા બાદ તે હાજર થાય એટલે જોવું કે એનો જામીન
લેઈ શકાય કે નહીં? જો જામીન નહીં લઈશકાય એમ હોયતો લોકઅપમાં
કેદી કરી મોકલવો અને તેને ફકત ચોવીસ કલાક પોલીસે કેદ રાખવો
અને એ મુદતના દરમીયાન પુરાવો વીગેરે તયાર કરી કેલેન્ડર રીપોટ
ક્રી. પ્રા. કો. ક મુજબ ભરી મેજીસ્ટેટ તરફ મોકલવો. પરંતુ ચોવીસ
કલાકની મુદતની અંદર જોઈએ તેટલો પુરાવો મળશે નહીં અને તોહો
મતદાર જાસ્તી દીવસ કેદ રહેતો તોહોમતદાર ઉપર બીજો પુરાવો મળ

શે તો એની હકીગતનો રીપોટ તથા ડાયરીની નકલ તથા કેદીને સાથે લઈ પોલીસ ઓફીસર અગર અમલદાર મેજીસ્ટ્રેટ રૂબરૂ જઈ એકરાર કરવાથી મેજીસ્ટ્રેટ પોતાના પ્રતીબંધને અનુસરી નજરમાં આવે તેટલી મુદત આપશે. આ દરમીયાનમાં કેદી ગુન્હો કબુલ કરતો હોય અને કબુલતં કહે છે તે પ્રમાણે મેજીસટરેટ રૂબરૂ આપશે એવી પકી ખાત્રી હોય તો ગમે તે મેજીમટરેટ રૂબરૂ કબુલત લેવડાવવી. કેદીને લોકપમાં મોકલતી વખતે તેનું ચેહેરા નીશાન કરી ચેહેરા નીશાનની બુકમાં દાખલ કરવુ અને જીલ્લા મેજીસટરેટને પ્રા. કો. ક. પ્રમાણે કેદી પકડા બાબત ખબર આપવી. બાદ એ ફરીયાદને ગુન્હા રજીષ્ટરમાં દાખલ કરવી. કેલેનડર રીપોરટ મેજીસટરેટ તરફ મોકલવામાં આવે તે વખત તેની સાથે ફરીયાદીની ફરીયાદ તોહોમતદારનો જામીન મુચલકો લેવામાં આવો હોય તે ચેહેરા નીશાનનું પત્રક તોહોમતદાર અગાઊ કંઈ સજામાં આવો હોય તે દાખલો સાક્ષીદારોના મુચલકા મુદામાલ હોય તે તમામ મેજીસટરેટ તરફ મોકલવો તથા ખુનના ભારે કામમાં ડાયરીની નકલ મોકલવી. ફરીયાદીની ફરીયાદ લખી લીધી અને તોહોમતદારને પકડવામાં આવો હોય તો તોહોમતદારના પુરાવાથી તથા પોલીસની તપાસથી એમ જણાય કે ફરીયાદી જે ગુનહાની ફરીયાદ કરે છે તે ખોટી છે તો તોહોમતદારને તુરત જામીન મુચરકા ઉપર છોડવો. અને એ કામ વીશે હુકમ મળવા જે વાજબી કારણો હોય તે લખી મેજીસટરેટ તરફ રીપોરટ કરવો. વળી ગુન્હા રજીષ્ટરમાં રીમાર્ક લખવી કે હુકમ મલવા રીપોરટ કરવામાં આવો છે. મેજીસ્ટ્રેટનો હુકમ ગુનહામાંથી કમી કરવાનો થાયતો કમી કરવું અગર પડત ગુનહો રાખવાનો હુકમ આવેતો પડત ગુનહે રાખવું અને ગુનહા રજીષ્ટરમાં રીમાર્ક મારવી. કામ ગુન્હામાંથી કમી કરવા રીપોરટ કરવામાં આવે તે વખત રીપોટની અંદર ગુન્હાને લગતો જે મુદામાલ હોય તેની વ્યવસ્થા કરવાને પણ મેજીસ્ટ્રેટને લખવું અને મેજીસ્ટ્રેટ જે પ્રમાંણે હુકમ આપે તે પ્રમાણે વ્ય-

વસ્થા કરી મુદ્દા માલમાં શેરો મારવો અને રીપોર્ટમાં તોહોમતદારને જામીન મુચલકાના બંધનમાંથી મુકત થવા લખવું.

**સવાલ**-ગુન્હો થયો એમ ક્યારે સમજવું.

**જવાબ**-કોઈ શખ્શે ઇરાદાથી એવું કંઇ કામ કરયું હોય કે જે કામથી કોઈના શરીરને, મનને, આબરૂને અથવા મીલકતનેહાની થાય તો ગુન્હો થયો સમજવું.

શરીરની હાની એટલે-કોઇ માણસ કોઇને ઇરાદાથી વ્યથા કરે, ખુન કરે અગર એવીજ પ્રકારની શરીરની હાની કરે તેને શરીરની હાની કહેવી.

મનને આબરૂને એટલે-કોઇ માણસ ધર્મ સંબંધી ક્રીયા કર તો હોય તેને ઈજા આપવી અને જે ઈજાથી મનને ખેદ ઉત્પન થાય તથા કોઈ માણસ કંઇ કામ કરતો હોય તેમાં તેને અપમાન આપવું આવી પ્રકારની હાનીને મનની તથા આબરૂની હાની સમજવી.

મીલકતની હાની-એટલે કોઇની મીલકત ચોરીએ જાય, કોઈ બાળી મુકે અગર કોઇ બીજી પ્રકારે વગે થાય તો મીલકતની હાની સમજવી.

**સવાલ**—કેવી પ્રકારનો પુરાવો તોહોમતદાર ઉપર હોય તો ઇનસાફની કોર્ટમાં મેજીસતરેટ સજાને પાત્ર ગણે.

**જવાબ**-પ્રત્યક્ષ પ્રત્યંત અને ઉપ એવી પ્રકારના પુરાવા મળે છે ત્યારે ગુન્હેગાર ઇનસાફની કોર્ટમાં સજાને પાત્ર થાય છે. ફકત એક પુરાવો મળયો અને ગુન્હેગારે મેજીસતરેટની કોર્ટમાં ગુન્હો કરવાનુ કબુલ કરયું છે તે ઉપરથી એમ નહીં માનવું કે તોહોમતદાર સજાને પાત્ર થયો પણ જયાં સુધી તેના ઊપર પ્રત્યક્ષ—પ્રત્યંત કે ઉપ પુરાવામાંથી કોઈ પણ પુરાવો નહીં હોય તો તોહોમતદાર શકનો લાભ લઈ જાય છે.

પ્રત્યક્ષ એટલે–એક ખુન થયું છે તે ખુન થતી વખતે નજરે જોનારાઓ છે તથા કંઈ હકીગત નજરે જોઈ જાણનારા છે તે પ્રત્યક્ષ પુરાવો કહેવાય ( નજરે જોવાનો પુરાવો ) સમજવો.

પ્રત્યંત એટલે–કોઈ ખુની માણસ ખુન કરી નાશતો હોય તેને કોઈએ રસ્તામાં જોયો હોય તે પ્રત્યંત પુરાવો (મધ્યસ્થ) સમજવો.

ઉપ પુરાવો–એટલે ખુન કોઈ પણ પ્રકારના શસ્ત્રો વીગેરે થી થયું હોય ને શસ્ત્રો લોહી માટી ઉપર પડયું હોય તે માટી અગર તોહોમતદારની પાસેથી કંઈ પણ મુદાની જણસો કે પદાર્થો મળયાં હોય તે વીગેરે તમામનો સમાવેશ ઉપમાં ( અનુમાનીક ) સમજવો.

જે નજરે જોવાનો પુરાવો તે પ્રત્યક્ષ બાકીનો પ્રત્યંત અને જે ગુન્હા સંબંધમાં સાબીતીને અનુમાન કરવાને પદાર્થ દાખલ હકીગત હોય તે ઉપર ( અનુમાનીક ) પુરાવો સમજવો.

**સવાલ**–એક ગેટના પોલીસ સ્ટેશનના અમલદાર ઉપર એક ગામ નો પોલીસ પટેલ એવો રીપોર્ટ કરે છે કે, હમારા ગામમાં એક માણસ કુવામાં પડયું છે તે જીવતુ નીકળયું છે. એવો રીપોર્ટ આવ્યો છે તો ગેટના અમલદારે કેમ કરવું?

**જવાબ**–ગેટના અમલદારે જેવો રીપોર્ટ પોંહોંચ્યો કે તુરત તેની મતલબ દ્રઢ મનથી સમજી ચીફ કોન્સ્ટેબલને રીપોર્ટ તાબડતોબ મોકલવો અને રીપોર્ટ કેટલે વાગે પોતાને પોંહોંચ્યો, કેટલે વાગે ચીફ કોન્સટેબલ તરફ મોકલ્યો તથા પોતે કેટલે વાગે તપાસ કરવા નીકળયા એ દાખલો બરાબર રાખવો. બનાવ બનેલી જગોએ જવું. માણસને જોવું. એમ માલમ પડે કે એને બોલવાની શકતી છે, માણસ ઓળખી શકેછે, પરંતુ એ શકતી થોડા વખતમાં જતી રહેશે તો તેની જુબાની પોલીસ પટેલ રૂબરૂ પ્રતીજ્ઞા ઉપર લેવડાવવી અને તરત પડવાના કારણની તપાસ શીરૂ કરવી અને એ માણસને ડીસ્પેનસરીમાં દવા કરાવવા લઈ જવા

કંઈ અડચણ કારક નહી હોય તો ડીસ્પેનસરીમાં મોકલવા તજવીજ કરવી. આ વખતે ચીફ કોન્સ્ટેબલ નહીં આવી પોહોચ્યાં હોય તો તાબડતોબ રીપોર્ટ કરી માણસ મોકલવું. તેમાં સ્પષ્ટ લખવુ કે મેં માણસ જોયું તો તેને ઓળખવાની તથા બોલવાની શકતી છે અને એ શકતી થોડા વખતમાં જતી રહે એમ લાગે છે. પોલીસ પટેલના રૂબરૂ પ્રતીજ્ઞા ઉપર જુબાની લેવડાવી છે. હું એ માણસને ડીસ્પેન્સરીમાં દવા કરાવા સારૂ ફલાણે રસ્તે થઈને આવું છું. આપે મેજીસટરેટ સાહેબને લઈને આવવું જોઇએ. જો ઓરત અકસ્માત રીતે પડી હોય અને કંઈ ગુન્હા પ્રકરણ નહીં હોયતો મેજીસટરેટ વીગેરેને નહી બોલાવવામાં આવેતો હરકત નથી. હરેક પ્રકારે વીચીક્ષણ મનથી જોવું અને આપણને કંઈ દોશ નહી લાગે એ પ્રમાણે કરવું. ગુન્હા પ્રકરણ માલુમ પડે તો પોતાના સબોરડીનેટો વીગેરેથી ખરી હકીગત શું છે તે મેળવવી. તે માણસ ડીસ્પેનસરીમાં આવે તો તે સ્ટેશનમાં જે પોલીસ અમલદાર હોય તેણે ડીસ્પેનસરીમાં જવું. જુબાની લેવડાવવા ઘટેતો મેજીસટરેટને બોલાવી જુબાની લેવડાવવી.

૧ સુચના–સ્ત્રી કુવા વીગેરેમાં પડી હોય અને તપાસ કરવી હોય તો સ્ત્રીની ચાલચલકત પોતે અને પોતાના ધણી વચેનો સંસારીક વ્યવહાર, સ્ત્રીના સાસરીઆં તથા પીએરીઆ વચેના વ્યવહાર. આ તમામ વીશે લોકીક મત શું છે તે ઉપર ધોરણ બાંધી ખરી હકીગત શોધવી.

૨ સૂચના–પુરૂષ કુવા તથા નદી વીગેરેમાં પડયો હોય અને તપાસ કરવી હોય તો પ્રથમ તેની ચાલચલકત જોવી. બાદ આફત જોવી. બાદ ઘર સંબંધીના પોતાની સ્ત્રી તથા માબાપ વીગેરેના વ્યવહાર. એના કેવા પ્રકારના ધંધા વીગેરે ઉપર તથા લોકીક મત ઉપર ધોરણ બાંધી તપાસ કરવી.

૩ સુચના–સ્ત્રી પુરૂષને કુવા, નદી, તળાવ વીગેરેમાંથી કાઢવામાં આવ્યા હોય તો તે કાછડા સાથે પડયાછે, દોરડું ઘડો પાણીમાં છે કે બાહાર કુવા ઉપરછે, તે પાણીમાં તરતો છે કે ડુબી ગએલો છે, ઘડો કાદવનો છે કે ત્રાંબાનો, તે ભાંગેલો છે કે ગોબો પડેલો છે, કાદવનો ઘડો પાણીમાં ડુબેલો આખો નીકળેતો જોવુ કે તેને કાદવ વળગેલો છે. શરીરના કોઈ ભાગ ઉપર નીશાન છે તે હથીઆરના છે. છોલાયાના સબબથી અગર છુંદાવાથી છે. ઝેરી પદાર્થ ખાવાના ચીન્હો છે. કુવો એકાંત જગો ઉપર છે. એજ કુવે હંમેશા પાણી ભરવાનો રોવાયજ હતો. ગામના બીજા લોકો એ કુવે પાણી ભરે છે. કુવો કેટલો પોહોળો છે તથા પાણી કેટ ઉંડું છે વીગેરે તપાસ કરવી.

જીવતા માણસો કુવામાંથી નીકળે છે તે વખતે આવા પ્રકારની તપાસ કરવી?

**શવાલ**–એક પોલીસ પટેલ ગેટના અમલદાર ઉપર એવો રીપોર્ટ કરે છે કે એક માણસ કુવામાં પડી મરણ પામ્યું છે તો તપાસ કેમ કરવી?

**જવાબ**–ઉપર પ્રમાણે પોતાના ઉપરીને તુરત ખબર આપવી. બનાવ બનેલી જગો ઉપર તાબડતોબ જવું. લાસ પાણીમાં હોય તો બાહાર કાઢવા તજવીજ કરવી. અગર બાહાર કાઢી નાંખી હોય તો કેવી હાલતમાં છે તે ઉપર જે નંબર ૩ ની સૂચના બતાવી છે તે મુજબ તપાસ કરવી તથા ઉપલા સ્વાલમા નંબર ૧ તથા ૨ ની સૂચના ઉપર ધોરણ બાંધી તપાસનુ કામ શીરૂ કરવું અને તપાસ કરવા ચીફ કોન્સ્ટેબલ અગર જે તેના દરજજાથી ઉપરી હેડ કોન્સ્ટબલ આવે તો તેને તરત તપાસમાં માલમ પડેલી હકીગત જાહેર કરવી. પોલીસ પટેલની પાસે પ્રતીજ્ઞા ઉપર પંચાતનામું કરાવવું. પંચમાં એક ગામના એક જાતના મેમ્બરો બનતાં સુધી વધારે રાખવા નહી. પંચમાં ઓરતની લાસ હોયતો

ઓરતને પણ રાખવી. પંચના લોકો લાસના શરીર ઉપર માર કુટ વ ગેરેના તથા ઝેર ખાધાથી મરણ થયું વીગેરે કંઈપણ અભીપ્રાય આ- પેતો તે બાબત લક્ષ રાખી ખાત્રી કરવી અને જયારે પંચ લોકો અગ ર લાસના સગાં વાહાલા તરફથી કંઈ તકરાર ઊત્પન થાય અને પોલી સ અમલદારની તપાસમાં કંઈ ગુન્હા પ્રકરણ માલુમ પડેતો લાસને પાસેમાં પાસેના ડીસ્પેનસરીમાં મોકલવી અને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે કાયદે સર તપાસ કરવી.પંચાતનામું લે તે વખતે પંચાત નામા- માં કુવો ઊજડજગો ઉપર છે કે જાહેરાંત જગો ઉપર,પોહોળોછે કેનહી, જમીનથી કઠેરો ઉંચોછે કે નહીં તેછેતોકેટલો ઉંચોછેતથા જેઆદમીપડયું હોય તેને બાહાર કાઢયો તો તેના અંગ ઉપર કેટલું ઝવેર છે અને તે બધુ મળયું કે બાકી છે, ડાકટર તરફ મેકલવા પંચનો અભીપ્રાય થાય તો મોતનું કારણ લખવું.લાસને હાસ્પીટાલમાંમોકલવામાં આવે તો કપડા વીટાળી મોકલવી. આગગાડીને રસ્તે લાસ મોકલવી હોયતો અગાડીથી સવાર અગર સીપાઈને મોકલી સ્ટેશન માસ્તરને ખબર આપવી અને લાસને ગાડીના વખત પેહેલા થોડીવાર અગાઉ લઈજવી. પંચના લોકો મોતના કારણોના જે અભીપ્રાય આપે તે ખુલાં કારણ વાર લખાવવા કે ઈનસાફ વખતે હરકત થાય નહી. પંચાતનામામાં પ્રથમ જગો તથા- લાસની સ્થીતી લખાવવી બાદ પરેસીડંટ તથા મેમ્બરો લખાવવા. મા લીક માલુમ પડેતો તેની જુબાની તથા સાક્ષીઓની જુબાની પ્રતી- જ્ઞા ઉપર લેવડાવવી. બાદ પંચે મોતના કારણ બતાવવાં બાદ અભી પ્રાય આપવો એ રીતે પંચાત નામું લેતી વખતે લક્ષ આપવું.

સુચના—સ્રીની લાસનુ પંચાતનામુ લેતી વખતેપંચમાહેલી સ્રી પાસે સુંવાળીજગો જોવરાવવી કંઈ જખરાઈ ગર્ભપાત વીગેરે કંઈ ગુન્હાસંબંધી જણાયતો પંચાતનામામાં તે હકીગત લખાવવી. કેટલાકલાક થયાં પડીછે તે વખત શોધવોઅને જે માણસે કુવામાં થી બાહાર કાઢી હોય તથા કુવામાં ઉતર્યો હોય તથા જમીન

ઉપર નાંખી હોય તેના નામો બીજી હકીગત સાથે ટાંચી રાખવા. તે ટાંચણો વીગેરે સાચવીને રાખવા.

૨ સુચના–તલાવ કુવા વીગેરેમાંથી મુડદું જડે તો નીચે લખેલી બાબતો ઉપર તપાસ કરવી. કારણ કે એ બાબતો ઉપર વૈદકી અમલદારોને વીચાર કરવાની જરૂર પડે છે. ગુન્હો બનેલી જગોની આસપાસ લોહીના દાગ હોય તે જોવા. મુડદુ બાહાર કાઢયાથી તેના શરીર ઉપર અને વીશેશે કરી માથા ઉપર ડોક ઉપર વાગ્યાની કંઈ નીશાની છે? ચામડીની સ્થીતી જોવી એટલે તે મઉછે કે ચરબરી હાથ તપાસવા અને તેમાં જે કંઈ ઝાલેલું હોય તે ખુબ ધ્યાન રાખી કાઢી લેવું અને આવી પ્રકારે મોત થાય ત્યારે હમેશા ધ્યાનરાખવું કે આ કૃત્ય ખુન કર્યાથી કે ડુબાડયાથી થયું છે. એ ડોળ બતાવવા તલાવ અગર કુવામાં મુડદું નાંખ્યું છે કે કેમ એ જોવું અને પાણીમાં કાઢતી વખતે ચામડી મઉ છે કે ચરબરી એ અવશ્ય જોવાનું છે.

**શવાલ**–એક ગામનો પોલીસ પટેલ એવો રીપોર્ટ કરે છે કે હમારા ગામના એક માણસનુ ખુન કરી એક માણસ નાશી ગયો છે. એવો રીપોટ આવ્યાથી ગેટનો અમલદાર જવા નીકાળયે. રસ્તે જતાં એક ગામના પોલીસ પટેલનો રીપોર્ટ આવ્યો કે હમારા ગામમાં ધાડ પડી છે તો એ હેડ કોન્સટેબલે પ્રથમ કહી જગોએ તપાસ કરવા જવું.

**જવાબ**–ધાડ એ ભારે ગુન્હો છે અને એમાં ઘણાં માણસોનું ખુન થવાનો સંભવ છે અને ઓરતનું ખુનતો અવે થઈ ચુકું છે. આજુ બાજુ વીચીક્ષણ નજર પોહાચાડી એવી જગોએ પોતાના તાબાના હોય તેને મોકલવા અને પોતે આજુબાજુના ગામો શરતે આવે ત્યાંના વરતણીઆ રૂળતુ વીગેરે લોકોને ધાડની જગોએ આવવા વરદી અપ્યા વના તાબડતોબ જવું અને બંદોબસ્ત રાખવો. ચીફ કોન્સ્ટેબલ વીગેરે પોલીસ આવી પોહોંચી હોય અને પોતે કંઈ ખાશ કામમાં

રોકાયો નહી હોય તો પોતે ચીફ કોન્સ્ટેબલને જાહેર કરી ખુનની તપાસ સારૂ જવું. અગર ચીફ કોન્સ્ટેબલ ગમે તેને મોકલે તો હરકત નથી.

સુચના–પોતે જતાં રસ્તામાં પક્કી ખાત્રી મળે કે ચીફ કોન્સ્ટબલ વીગેરે પોલીસ ગઈ છે તો ખુનની જગાએ જવું અને તપાસ કરવી. તપાસમાં કેદી વીગેરે પકડાય, પુરાવો મળે તો અધુરી તજવીજ મુકીને જવું નહી. પણ રહેવાનું પોતાને ખાસ કારણ નથી એમ જણાય તો જલદીથી ધાડની જગોએ જવું. આવે પ્રસંગે હંમેશા ગુન્હાના સ્વરૂપ ઉપર નજર રાખી સમય સુચકતા લાવી વર્તવું. આ વખતે એમ સવાલ ઊત્પન્ન થાય કે ધાડની જગોએ જતા રસ્તામાં ખુન થએલા ગામને પાદરે થઈને પોલીસનું જવું થાય તો શું એને તપાસ નહીં કરવી તો આ વખતે આપણે ઘણી ચાલાકી વાપરવીને જોવું. ગુન્હેગાર હસ્તગત થયો હોય તો તથા પુરાવો મળયો હોય તો તરત ચાલ્યા જવું. વીધી કરવાને પાછળથી બની શકે પણ વર્તણીઆ પોલીસ પટેલ વીગેરેને બંદોબસ્તમાંટે રાખવા.

**સવાલ**–એક શેહેરમાં પોલીસનો માણસ પોતાના ડીવીઝનમાં પેહેરો ભરે છે તે વખતે એક જગોએથી એવી બુમ પડી કે ચોર નાઠો બાદ બીજી જગોએથી એવી બુમ પડી કે માણસનું ખુન કરી નાસે છે તો આ વખતે પોલીસે ખુન પકડવા દોડવું કે ચોર પકડવા દોડવું.

**જવાબ**–આવો બનાવ બને ત્યારે પોલીસે હંમેશા સમય સુચકતા રાખવાની છે. એમ નહી ગભરાવું કે હું બેમાંથી કયો ગુન્હો પકડું. ખુની નાસે છે તે હું જલદીથી તેની પાછળ નાસી જતો પકડીશ એવો તાતકાલીક વીચાર લઈ પ્રથમ ખુની પાછળ દોડવું કારણ કે એ ઘણો ભારે ગુન્હો છે પણ બુમાટાથી બીજી પોલીસ લાગુ થઈ છે. અને રસ્તામાં પછી બુમાટો થયો કે આ ગલીમાં ચોર નાસે છે તો તરત તે

ની પાછળ દોડી ચોરને પકડવો અને તે પકડાયો તો તેને તુરત ગેટ ઉપર લાવી ચોરીની તપાસમાં રોકાવવું.

**સવાલ**—જે પોલીસ ખુની પાછળ દોડી છે એ સ વાય કાંઈ પણ પોલીસ ખુની પાછળ દોડી નથી અને રસ્તામાં ચોર નાસ્તો જણાયો તો ખુની પાછળ તેણે દોડવું કે ચોરને પકડવો?

**જવાબ**—આવી વખતે પ્રેઝન્સ આફ માઈન્ડ એટલે (સમય સુચકતા) વાપરવાની છે કે હું ખુની પાછળ દોડું છું અને તે ઘણો લાંબો નાઠો છે અને હું પકડવાને શકતીવાન થવાનો નથી તો તેજ વખતે તરત પેલા ચોરને પકડવો અને તેને પાસેમાં પાસે પોલીસ ગેટ હોય ત્યાં સોંપી તુરત તે ગેટના માણસોને નાઠેલાની જગા અગર પગલી બતાવી ચોરીની તપાસમાં રોકાવવું.

> સુચના—જે માણસ ગુનેગાર પાછળ દોડે તે માણસ તેની જવાની જગો તેના મીત્રની જગો અગર બીજી રીતે માહેતી હોય અને એમલાગે કે હું જઈશતો પકડીશ તો એ વખતે પોતાની પાસે જે કામ હોય તેની તપાસ કરવાના રસ્તા બીજા માણસને બતાવી પોતે જવું.

**સવાલ**—એક ગામમાં એક લાસ નીકળી તેનું પંચાતનામું લેતાં પંચ લોકોના અભીપ્રાય એવી રીતે છે કે કંઈ ગુનહો બન્યો છે. પોલીસની તપાસમાં મોમા ડુચો દઈ ગુંગળાવી મરણ પામ્યા બાદ કુવામાં નાખી દીધી છે એ રીતે પુરાવા વીગેરેથી ગુન્હો સાબીત થાય છે. હવે એ લાસને ડાકટર સાહેબ તરફ મોકલતા ખુન થયું નથી, પરંતુ કુવામાં પડયાથી મરણ થયું છે એવો અભીપ્રાય આપે છે તો એ મોત ખુન થવાથી થયું છે એવી રીતે ગણવું કે કેવી રીતે?

**જવાબ**—પોલીસે જે તપાસ કરી છે અને પોતાને ગુન્હો થયો છે એમ માનવાને જે યોગ્ય કારણો લાગેલા છે તે બાબતનો રીપોર્ટ માજીસતરેટે તરફ કરવો અને સુપીનટેનડંટ સાહેબ તરફ કરવો અને મેજીશટરેટને રી-

પોર્ટ કરી અવશ્ય બોલાવવા. પણ પોતે પોતાની તપાસ બંધ કરવી નહીં. હરેક રીતે પોતે પોતાની તપાસમાં કંઇ દોશ લાગે નહીં એમ બંદોબસ્ત કરવો. આવાં તકરારી કામ પ્રસંગે તથા હંમેશા લાસ ડાક્ટર સાહેબ તરફ મોકલવામાં આવે ત્યારે રીપોર્ટ લખવો. તેમાં લાસનું યથાસ્થીત વર્ણન તથા મોતનું ખુલું કારણ હોય તે તથા દગો થવાની વેહેમ ભરેલી જે બાબતો હોય તે બતાવવી અને લાસ હંમેશા વીશ્વાસુ કોન્સ્ટેબલ સાથે તેનું નામ લખી તથા લાસને લઈ જનારાના નામ લખી પક્કા બંદોબસ્ત સાથે મોકલવી.

**સવાલ**–એક શખ્શ પોલીસના હવાલામાં છે અને તે મરણ પામે તો કેમ કરવું? મરણ પામે અગર ઘણો બેહોશ જેવો હોય તો તાબડતોબ માજીસ્ટ્રેટ તરફ રીપોર્ટ કરવો એટલે તે તેની મુખ જુબાની લેશે અગર માજીસ્ટ્રેટ આવતા પેહેલાં મરણ પામ્યો હશે તો પોલીસે તોહોમતદારના સંબંધીની જે તપાસ કરી હશે તેની તથા મોતના કારણની તપાસ કરશે.

**સવાલ**–એક કેદી પોતાના ડીવીઝનમાં ચોરી કરી પરહદમાં નાસી ગયો છે. પોલીસને એવી ખબર મળી કે ફલાણા ગામમાં ફલાણી જગોએ છે તો કેમ કરવું?

**જવાબ**–પોતાની સાથે માણસો રાખીને તે હદમાં જવું. જે જગોએ એ કેદી હોય તે ખાત્રીના માણસોથી નક્કી કરવો. બાદ પોલીસ પટેલની પાસે જઇ અગર બોલાવી કેહેવું કે માહારી સાથે ચાલો. ગુન્હા સંબંધી કામ છે તે જગોએ ગયા બાદ કેહેવું કે આ જગોએ જે કેદી ભરાયો છે અને જે હું બતાવું છું તે તમારા સ્વાધીનમાં લો અને હમોને પોહોંચ આપો. પોહોંચ લઇ પોતાના ઉપરીને તમામ સવીસ્તર હકીગતનો રીપોર્ટ કરવો. વળી કોઇ માણસ પોતાની સમક્ષ કંઇ ગુન્હો કરી નાસ્તો હોય, પોલીસ તેની પાછળ દોડી હોય અને તે પર રાજ્યની હદ તરફ નાસતો હોય તોપણ પોલીસે તેની પાછળ દોડીને પકડવાને

હરકત નથી.

**સવાલ**-પોલીસે જડતી કેવી રીતે લેવી?

**જવાબ**:-બે આબરૂદાર પંચ રાખી પોલીસે પંચને પોતાના અંગનો ઝાડો આપી બાદ માલીક સાથે રાખી ઝડતી લેવી. ઝડતી લેતી વખતે કંઈ મુદ્દા માલ નીકળે તો તેની પંચ સમક્ષ યાદી કરી પંચની સહી લેવી અગર મુદ્દા માલ નહીં નીકળે તોપણ પંચ કેસ કરવો. ઘરનો માલીક મુદ્દામાં મળેલા માલની યાદી માંગે તો આપવી

**સવાલ**-ઝડતી લેવાને અધીકાર કોને છે?

**જવાબ**-પોલીસના હેડ કોન્સ્ટેબલે બનતા સુધી ઝડતી લેવી. તેમ છતાં જ્યારે હેડ કોન્સ્ટેબલ હાજર નહીં હોય તો તેથી ઊતરતા દરજાના કોન્સ્ટેબલ ઝડતી લઈ શકે છે.

**સવાલ**-વારંટ કોણ બજાવી શકે?

**જવાબ**-પોલીસ વારંટ કાઢે તો તે જેને બજાવવા લખે તે, તથા માજીસ્ટ્રેટ વારંટ કાઢે તો તે જેને બજાવવા લખે તે, પણ બનતા સુધી વારંટ અમલદારને આપવું.

**સવાલ**-પોલીસના અમલદારને એક એવું વારંટ આપવામાં આવ્યું છે કે તમારે ફલાણા શખ્શને પકડીને લાવવો અને તે શખ્શ પોતાના અગર બીજા કોઈ શખ્શના ઘરમાં પેસી જાય અને બારણા બંધ કરે તો કેમ કરવું.

**જવાબ**-જે મકાનમાં પેસી જાય તે મકાનનો માલીક અંદર હોય તો તેને કહેવું કે જે શખ્શ તમારા ઘરમાં પેઠો છે તેને પકડવાનું વારંટ છે માટે તમે મકાન ખોલો. એમ કહ્યા છતાં મકાન નહીં ખોલે તો પંચ સમક્ષ બારણું બારી વીગેરે ભાંગી અંદર પેસી પકડવો. પછી તે ગમે તેનું મકાન હોય તો હરકત નહીં. જે સખ્શના નામનું વારંટ હોય તે જોવા માંગે તો બતાવવું અને પકડીને લાવવાનું વારંટ હોય તો કાંડું ઝાલવું અને નાશી નહીં જાય એવાં સાધન વાપરવા.

કેદીને પકડયો હોય અને જામીન લેવા લાયક હોય તો તરત જામીન લેવો અને જે જગોએથી તોહોમતદારને પકડયો હોય તે પંદર માઇલ ની અંદર હોય તો તે હદના માજીસ્ટ્રેટ પાસે મોકલવો અને પંદર માઇલ ઉપરાંત હોય તો જે તાલુકાની હદ હોય તે મેજીસ્ટ્રેટ પાસે લઈ જવો.

**સવાલ**-પોલીસ જે મકાનમાં પેસે છે તે મકાનમાં કોઈ ઓઝલ પડદાવાળી સ્ત્રી હોય તો કેમ કરવું?

**જવાબ**-તે સ્ત્રીને પોલીસ અમલદારે પેસતાં પહેલાં સમજુત આપવી કે તમોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા છુટ છે. ઘણી સાવચેતી રાખવી કે ગુન્હેગાર જતો રહેતો નથી અને પછી તે ઓરડો ફોડી પોલીસ અંદર પેસી શકે. સ્ત્રીના અંગની ઝાડો લેવાની જરૂર પડે તો ઓરત પાસે લેવાડવો. આ વખતે ઘણી વીચીક્ષણ નજર રાખવી.

**સવાલ**-એક પોલીસના માણસને સમન બજાવવા આપવામાં આવે તો તે કેવી રીતે બજાવવો!

**જવાબ**-સમનની ડુપલીકેટ નકલ આપવામાં આવે તેમાંથી એક નકલ સમનમાં લખેલા શખશનું નામ ઠામ પુછી તે હોય તો તેને કહેવું કે લો અને બીજી નકલ ઉપર સહી કરાવવા કહેવું. સમનમાં લખેલો શખશ હાજર નહીં હોય તો તેમાની એક નકલ તેના ઘરમાં જે પુખ્ત ઉમરનો માણસ અગર મુંબઈ કલકત્તા જેવા શેહેરોમાં ચાકર હોય તો તેને આપવી ને ન હોય તો તેને બારણે ચોઢવો. પણ ગામ ગએલો છે એમ જણાએ તો કહે ગામ ગયો છે, કહી જગોએ રહે છે, કેટલા દીવશોમાં આવશે વીગેરે પુછવું. બાદ પોતાના ઉપરીને રજુ કરતી વખતે તેના ઊપર રીપોર્ટ લખવો કે આ શખશ ગામ ગયો છે અગર સહી આપી હોય તો તે મતલબને અનુસરી અગર ચાકરને આપ્યો હોય તો તેને અનુસરી શેરો લખવો અને સમન રજુ કરવો.

**સવાલ**-કેવી પ્રકારના ગુન્હેગાર પોલીસ વગર વારંટે પકડી શકે

છે તથા અટકાવી શકે છે?

**જવાબ**—જે શખ્શે છેલા પરીષ્ટમાં બતાવા મુજબ ગુન્હાની ફરીયાદ કરી હોય અને તે ઉપરથી એવી પ્રકારનો કર્યાંની ખાત્રી થતી હોય તો તેને પકડી શકે તથા જે શખ્શના કબજામાંથી કંઈ ઘર ફોડવાનુ હથીઆર મળે તે શખ્શને તથા જે શખ્શને પકડવા જાહેરનામાં કાઢયા હોય તેને તથા ફલાણી ચોરીની મીલકત છે એવો વ્યાજબી રીતે શક હોય તેવી કાંઈ પણ વસ્તુ જે શખ્શના કબજામાંથી જડે અને જેને સદરહુ વસ્તુના સંબંધમાં કંઈ ગુન્હો કર્યો છે એવો વ્યાજબી રીતે શક હોય તેવી કાંઈ પણ વસ્તુ જે શખ્શના કબજામાંથી જડે અને જેને સદરહુ વસ્તુના સંબંધમાં કઈ ગુન્હો કર્યો છે એવો વ્યાજબી રીતે શક હોય.તેને આવી પ્રકારના ગુન્હાઓ કોઈપણ પોલીસ પકડી શકે છે તથા જે શખ્શ પોલીસ વારંટથી પકડી શકે એવો ગુન્હો કરવાના હેતુથી સંતાયા કરતો હોય,અગર સંતાયો છે એવું માનવાનુ કારણ પ્રસંગ ઊપરથી દેખાય, તો તેને પકડી શકે. જે શખ્શની પાસે પોતાના ગુજરાનને માટે કંઈ સાધન નહી હોય અગર પોતાના વીશે કંઈ ખુલાસા ભરેલા જવાબ આપે નહી. તો તે શખ્શને પકડી શકે. જે શખ્સ અપહરણ કરવાની, ઘર ફોડવાની, ચોરી કરવાની અથવા ચોરીની મીલકત જાણીબુજીને લેવાની, અથવા જેણે જબરીથી કઢાવી હોય અથવા જેને હાની ભય દેખાડવાની ટેવ છે, એવા શખશને પોલીસ વગર વારટે પકડી શકે.

એવો કોઈ ગુન્હો કરે તો પોલીસે તે શખશનું નામ ઠામ પુછી લેવું અને જો તે ન બતાવે તો વગર વારટે અટકાવી શકે છે. પરંતુ એ બાબત ઉપરી અમલદારને તરત ખબર આપવી. કોઈ સાર્વજનીક ભુમી ચીન્હ અથવા બોહીયું અથવા વ્હાણ ચલાવવાના કામમાં વપરાતી હોય એવી કંઇ નીશાનીઓ કોઈ કઢી નાખતું હોય અગર કશાન કરતું હોય અને એવા ગુન્હા પોલીસની સમક્ષ બને તો તેને

પકડી શકે. તેમજ કોઈને ત્યાં ખોટાં કાટલાં માપ તથા યંત્ર હોય તેને પણ પકડી શકે. પણ મેજીસ્ત્રેટને તરત ખબર આપવી. નોન-કોગનીઝીબલ ગુન્હાની તપાસ મેજીસ્ત્રેટના હુકમ વગર કરવી નહીં.

**સવાલ**-એક ગુન્હાના કામમાં પોલીસે તોહોમતદારને પકડવા સમન અગર વારંટ કાઢવું છે તો કેવે આધારે સમન કાઢવો અને કેવે આધારે વારંટ કાઢવું

**જવાબ**-જે ગુન્હા બાબત મોતની અથવા સમુદ્રપારની છ મહીનાથી વધારે કેદની સીક્ષા કરી શકાય એવા ગુન્હાના કામમાં વારંટ કાઢવુ અથવા જે ગુન્હા બાબત ઊપર મુબજ સીક્ષા નહી થઇ શકતી હોય એવો ગુન્હો એટલે એથી હલકી સીક્ષા થઈ શકતી હોય તો સમન કાઢવો.

**શવાલ**-ચોરીની તપાસ કેવી રીતે કરવી?

**જવાબ**-જ્યાં ચોરી થઇ હોય તે જગો ઉપર જવુ, કેવા પ્રકારથી ચોરી થઇ છે તે જોવું, પાડોસમાં આજુબાજુ કેવી રીતના લોકો છે તેની પુછપાછ કરી તપાસ કરવી. જેના ઊપર ફરીયાદી શક બતાવે તેને હવાલામાં રાખવો. કોઈ લુચો ચોરીનો ધંધો કરતો હોય એવો શખ્સ પાડોસમાં આજુબાજુ રહેતો હોય અને ચોરી થઇ હોય એ જ હંગામામાં ગામ ગયો હોય તો કયે ગામ કહી જગોએ કોને ત્યાં વીગેરે ખાતરી પુરવક બાતમી મેળવવા તેની પછાડી ડીટેકટીવ મોકલવો અને તે શા કામને માટે અને શું કરવા ગયો હતો વીગેરે બાતમી મેળવવી. ફરીયાદી શક બતાવે તે લોકોના ઘરની ઝડતી લેવી. ફરીયાદીને પુછપાછ કરી ખાત્રી કરવી. જણસો શું શુ અને કહી જગોએથી ગઇ છે! પેટી ફાડી છે, તાળુ ભાંગુ છે, ખાતર પાડયું છે અને કેવે પ્રકારે ચોર પેઠા વીગેરે વીચીક્ષણ નજરથી જોવું. ફરીયાદી કેવી સ્થીતીનું માણસ છે, તેને કંઇ દેવું છે, ભાઇભાંડુમાં તકરારો છે તો શા કારણથી જાણસો ગઈ હોય તો શુ શુ જણસો નવી કરાવેલી, વેચાતી

લ પેસી, કયારે લીધેલો જે જણુસો ચોરીએ ગઇઓ એવીજ પ્રકારની બીજી જણુસો છે વીગેરે તપાસ કરવી. ફરીયાદી જે લોક ઉપર શક બતાવે તેમાં કોઇની સાથે તકરાર છે વીગેરે જોવુ. ચોરી કઇ વખતે થએલી, આજુબાજુના લોકો કેટલા વાગા સુધી જાગતા હતા, ચોરી થવાની જગો કેવા રસ્તા ઉપર છે, જે ઘરમાં ચોરી થઇ તે ઘરમાં પ ડોશીના ઘરમાંથી આવવાનો રસ્તો છે વીગેરે તપાસ કરવી. ખાતર પ ડેલું હોય તો જોવું કે કેટલુ પોહોળુ તેમાં માણુસ પેસી શકે કે નહી. ખાતર પાડયું તે જમીન સખત છે, કોચવાના કઇ શસ્ત્ર વીગેરેના ની શાન અગર માણુસના પગનાં છે, તાળુ ભાંગ્યુ હોય તો જોવું કે મચેડી નાંખ્યુ છે, કળ ભાંગી નાંખી છે, કેઇ શસ્ત્રના નીશાન છે. નકુચાને કઇ મચેડો છે અગર કશાના નીશાન છે સાંકળને પણ એજ મીસાલે જોવી અને દરેક વીશયની તપાસ કરા બાદ જે પ્રમાણે અનુમાન કર વાનું વ્યાજબી કારણ લાગે તે પ્રમાણે તપાસ શરૂ કરવા માંડવી. ભાઇબાકુમાં લેણદેણ વીગરે તકરાર હોય અગર કંઇ બીજી બાબત પ ઇસાટકાથી લોચારો હોય, કોઇ શાહુકાર વીગેરેનો કંઇ પઇસા માંગવા નો તગાદો હોય વીગેરે તમામ વીચીક્ષણ નજરથી તપાસ કરવી.

**સવાલ**—ખુનની તપાસ કેવી રીતે કરવી?

**જવાબ**—ખુનની જગો ઉપર જવું. લાસને જોવી. તેના ઉપર ઘા, પડેલા છે, ગળુ દાબીને મારી નાંખ્યો છે કે ઝેર દઇને કે કંઇ ધાર જેવા શસ્ત્રથી કે કંઇ શ્રષ્ટીના નીયમ પ્રમાણે મનુષ્ય જાતનુ મોત થાય એ વા કંઇ સાધન એટલે ડાંગ પેઢુમાં લાત ગળુ ડાબીને અગર ગળામાં ફાંસો દેઇ ટાંગીને ગળામાં ફાંસો ઘાલી સ્વાસ રૂધન કરીને અગર મે માં કુચો દેઇને અગર જીવતાં પેહેલા કોઇએ સાધારણ વ્યથા કરી હો ય તે વ્યથાને લીધે અગર કંઇ રોગીષ્ટપણાને લીધે અગર કંઇ મંદવાડ થી બળાત્કાર સંભોગથી શ્રષ્ટીકર્મ વીરૂધ ગુન્હાથી થયુ છે વીગેરે જોવુ. જે ગુન્હો નજરમાં આવે તે પ્રમાણે પુરાવા તથા મુદા ગુન્હેગારન

તપાસ શીરૂ કરવી. પુરાવામાં પ્રથમ શું ઈરાદાથી ખુન થયુ તે જોવુ. બાદ પ્રત્યક્ષ જોનારા સાહેદો જોવા બાદ, અનુમાનીક પુરાવા જોવો. જેહુમે કઈ રસ્તે થઈને ગુન્હેગાર નાઠો. શસ્ત્રોથી મારયો તે શસ્ત્રોની તપાસ કરવી. લોહી વીગેરે માટી લેવી વીગેરે જે અનુમાનીક પુરાવો હોય તે શોધવો. જોતી વખતે તપાસ કરવી કે તે ક્રોધ ઉત્પન થવાથી થયો છે અને તે કેવી પ્રકારનો ક્રોધ ઉત્પન થયો, સ્ત્રી, લમપટથી, પઈશાના સમબથી વીગેરે કેવા ઈરાદાથી થઉ તે જોવું. સ્ત્રી લમપટથી થયુ હોય તો જોવુ કે તેને કહી સ્ત્રી સાથે દોસ્તી હતી તે સ્ત્રીને બીજા સાથે મીત્રાચારી હતી, તે સ્ત્રીની ચાલચલગત કેવી છે, મરનારને બીજી પ્રકાર ના અપલક્ષણ હતા વીગેરે તપાસ કરવી અને ખુનની તપાસ કરતી વખતે લૌકીક મતના પણ અપર રાખવી. લૌકીક મત ગુન્હો થયો હોય તે ગામમાં અગર તેની નીસબતના ગામો કે જયાં તળાવ, નદી, કુવો, સારા ડાહ્યા માણસો બેસતા હોય તે ચોરા વીગેરે જગે એ ડીટેકટીવ તરીકે જવાથી મળશે. લૌકીક મત મળે તે વખતે જોવું કે આપણને જે પુરાવો મળયોછે તેમાં અને એનાં ફેરલો તફાવત છે. તફાવત માલમ પડે તો તેને વીચોક્ષણ નજર પોહોચાડી તપાસવો અને પોતાનુ મન સંતોષ કરવુ એ પ્રમાણે જેવી રીતે નજર પોહોચે તે પ્રમાણે તપાસ કરવી.

**સવાલ**—ગળામાં ફાંસો દઈ ટાંગીને મારી નાખ્યુ હોય તો તપાસ કેવી રીતે કરવી.

**જવાબ**—આવો બનાવ બને ત્યારે ટાંગેલું દોરડું કાપા મરેલા માણસને ઉતારતાં પેહેલાં તથા ફાંસો હોય તે કાઢતાં પેહેલાં પોલીસે તેના અંગ જોઈ તપાસ કરી નીચે મુજબ બાબત લખવી. એટલે મોં ઊપર, હોઠ ઉપર, પાપણો ઉપર, કાળાશ અને લીલાશ છે કે નહી, ડોળા બાહાર આવે છે જીભ કુલીને બાહાર આવી છે કે નહી અગર, હોઠની અંદર દબાએલી છે કે નહીં, મોંઢામાંથી નખોરીઆમાંથી કંઈ

મગાહી પદાર્થ વેહે છે અને તે વેહે છે તો કયાંથી કોણીગમ વેહે છે તે વાત લખવી. કપડાંની સ્થીતી કેવી છે, ઝાડો પીસાબ થઈને અથવા ધાત પડીને લુગડાં બગડેલાં છે કે નહી તે લખવુ. દોરડુ કેવી જાતનુ છે તે જોવુ. ઉપરના નીયમમાં પોલીસે લખવાનુ કારણ ફક્ત એટલુ જ કે આ લક્ષણો પ્રથમ આપાણા જોવામાં આવે છે અને મુડ્દુ કોહોવા માંડે છે એટલે વીશેશે કરીને એ લક્ષણો તાબડતોબ અને છેક જતા રહે છે તેથી લખવાનાં છે. ટાંગેલા મુડદાંને દોરડુ કાપી ઉતારયા પછી અથવા ફાંસો કાઢયા પછી ડોકની સ્થીતી લખવી એટલે ફાંસો ઘાલ્યો છે તે સઘળી જગામાં ઈજા થઈ છે કે નહી, કાપો કયાંથી કોણીગમ પડયો છે, તે ગોળ છે કે વાંકો ચુકો છે. અંગુઠાની સ્થીતી કેવી છે. આંગળા હાથેલીમાં વાંકા વળી ગયાં છે કે નહીં જે જાણસથી મુડ્દુ ટાંગયુ હોય. અથવા ગળામાં ફાંસો ઘાલી મારી નાખેલુ હોય, તે જનમ બની શકે તો લેવી.

**સવાલ**—ગળામાં ફાંસો ઘાલી સ્વાશ રૂઢન કરી મારી નાખ્યુ હોય અને પછી મુડ્દુ ટાંગયું હોય તો તપાસ કેમ કરવી!

**જવાબ**—આવો બનાવ બને ત્યારે ઉપર કહેલા સઘળા લક્ષણો નજરે પડે છે તોપણ મુડ્દુ લટકતુ હોય ત્યારે ફાંસો જયાં બેઠો હોય તે શીવાય બીજી જગોએ બોચી ઉપર કદાચીત કાપો દેખાશે અને મોંઢામાંથી નખોરીઆમાંથી હડપચી ભણી નીચે પાસે કાંઈ વેહેતુ નહીં હશે અને બીજી પાસે વેહેવાની કઈ નીશાણીઓ દેખાશે. ગુંગળાવી અથવા ડુબાવીને જીવ લીધો હોય અને પછી મડ્દુ ટાંગે તો ડોકી ઊપર કદાચીત કાપો પડેલો નહી હશે અને ઉપર લખેલા સઘળા લક્ષણો કદાચીત નજરે પડશે, ઝેર દઈને અથવા ઉપર કહેલી જબર શીવાય બીજી કોઈ તરેહની જબરી કરીને જીવ લીધો હશે તો ઉપલાં કહેલાં સઘળાં લક્ષણો ઘણુ કરી દેખાશે નહીં.

સુચના—આવી પ્રકારની તપાસો કોઈનુ મોત ફાંસો દઈ ટાં-

ગીને મારી નાખવાથી અથવા ફાંસો દઈ સ્વાસ રૂઢન કરી જીવ લીધા પછી મુડદું ટાંગયું હોય અથવા ગુંગળાવી ડુબાવી જીવ લીધાથી અથવા ઝેર દઈ કોઈપણ જાતની જબરાઈ વાપરી હોય એમ જણાય તે વખતે કરવાની છે અને લખવાનું છે.

**સવાલ**–મેદાનમાં પડેલું મુડદું જડે તો તપાસ કેમ કરવી.

**જવાબ**–આવું મુડદું જડે ત્યારે તપાસ કરવાની અવશ્ય જરૂર છે કે પ્રથમ તેની સ્થીતી જોવી. બાદ આજુબાજુ લોહી વીગેરે પદાર્થો હોય તે જોવા. બાદ લાસ ઉપરના જખમ જોવા. બાદ જે જખમ અને ઈજા થઈ છે તે કેટલી અને કેવી તે જોઈ લખવું. હથીઆર જડે અને ઉપર લોહીના ડાગા હોય તો કાગળ વીટી મોહોર કરી ડાગ રાખવા અને હથીઆરને કંઈ નીમાળા વળગયા હોય તો તે વાત મુખ્યત્વ કરી લખવી અને તે નીમાળા સંભાળીને રાખવા. છોકરું નાંખ્યું હોય તો તે પ્રસંગે નાળ હોય તે સ્થીતી અને નાળ બાંધેલો હોય તો તે વાત અને ઈજાકારમી નીશાની હોય તો તે લખવી વીગેરે વીચોક્ષણ નજર પોંહોચાડી મેદાનમાં પડેલા મુડદાની તપાસ કરવી.

**સવાલ**–ખુન કરીને મુડદુ ડાટયું છે એવો શક આવતો હોય તે પ્રસંગે તપાસ કેમ કરવી.

**જવાબ**–આવી તપાસ કરતી વખતે પ્રથમ જબરજસ્તીની નીશાનીઓ લખવી. તે બાબતની તપાસ કરવી. વીશેશે કરીને નીશાની બાબતની તપાસ માથાની ખોપરી ઉપર કરવી. બાયડી છે અગર ભાયડો છે એવું જે હાડકાની અગર બીજી પ્રકારની ઓળખ ઉપરથી સમજાતું હોય તે લખી રાખવું અને જડબા તથા પેઢુના બેઉ બાજુના હાડકાં લખવા. ઝેર દેઇને મારી નાંખવાનો શક આવતો હોય તો હોજરીઓ ડાની જે જગા લાગતી હોય ત્યાંની મ.ટોડી ઉપર મોહોર કરીને મટોડી લાવવી. ખુન કર્યાનો શક આવતો હોય અને મુડદુ બાળી નાંખ્યું હોય તો રાખમાંથી હાડકાના કડકા જડે તે એકઠા કરીને લેવા.

**સવાલ**-બળાત્કાર સંભોગ તથા શ્રષ્ટીક્રમ વીરૂધ ગુન્હાની તપાસ કેમ કરવી?

**જવાબ**-એ તપાસ કરતી વખતે જે માણસે ગુન્હો કરયો હોય તેણે અથવા સ્ત્રીએ જે લુગડું પેહેરૂ હોય તે અથવા પથરાયલું હોય તે અથવા કેડ હેઠળ ધાધરો કંઇપણ હોય તે જોવા. તે કપડાની સ્થીતી કેવી છે. ઝાડો પીશાબ થઈને અથવા ઘાત પડીને લુગડાં બગડેલાં છે તે લખવું. વીચીક્ષણ મનથી તપાસ કરવી.

**સવાલ**-ઝેરથી કોઈ માણસ મરણ પામે તો તપાસ કેમ કરવી? ઝેર ખાધેલા જીવતા તથા મુવેલા માણસની તપાસ કરવાના નીચે પ્રમાણે નીયમ છે.

૧. જે માણસ ઝેર દીધાથી મરી ગયું હોય તો છેલે જે કંઈ ખાધું હોય અગર પીધું હોય એની અને ઝેર આપ્યાના લક્ષણો પેહેલા દેખાવા લાગા એની વચમાં કેટલો વખત ગયો એ સીધ્ધ કરવું.

૨. છેલું કંઈ ખાધું હોય અગર પીધું હોય એની અને ઝેર આપ્યાના લક્ષણો પેહેલા દેખાવવા લાગ્યા એની વચમાં કેટલો વખત ગયો.

૩ છેલે કંઈ ખાધું હોય અગર પીધું હોય એની અને મરણ નીપજ્યું હોય તો એની વચમાં કેટલો વખત ગયો.

૪. પેહેલાં લક્ષણો શું શું થયાં હતા?

૫. ઉલટી તથા જુલાબ થયો હતો?

૬. ઘણીજ ઉંઘ આવી હતી?

૭. ચામડી ઉપર તથા ગળામાં ઝણઝણી છુટતી હતી.

૮. સ્નાયનું તણાવું તથા અચકાવવું થયું હતું.

૯ ચીત ભ્રમ અથવા કંઈ પકડવા સારૂ અમસ્થા બાચકા ભર્યા હતા

ઉપર મુજબના લક્ષણોની અવસ્ય ચોકસી કરવાની જરૂર છે. કા

રણ કે જયારે ઝેરની પરીક્ષા થવા મેડીકલ એનેલાઈઝર ત
રફ મોકલવામાં આવે છે ત્યારે તેમને સદરહુ લક્ષણોનો ખપ
પડે છે.

ઝેરી જણસ અમુખ શું ખાધી છે તે ઓળખવાની સમજ.

| | |
|---|---|
| સમુદ્ર ફળ<br>સુખ્ય<br>હડતાલ<br>માઈ ફળ | ઊલટી થાય પેટમાં દાઝ લાગે તરસ ઘણી લાગે કોઈ વખત જુલાબ થાય ચામડી થંડી પડી જાય આંકડી આવે ઉંઘ આવે. |

અફીણ-ઉંઘ આવે આંખની કીકી નાહની થાય કેવળ બેશુધ
થાય પરસેવો વળે છે, વોમીટ કોઇ વખત થાય છે મોઢું ગળું
સુકાઈ જાય.

ધંતુરો-ઊંઘ આવે આંખના ડોળા ફાટી જાય ધ્રુજારો
થાય બેશુધ થાય છે અને કોઈ વખતે ઉલટી થાય છે.

કચુરો-અવયોમાં કાંટા ભોકાય એમ લાગે ઘડીએ બેઘડી-
એ તાણ થાય આવી નીશાની કચુરો ખાધા પછી પાંચ
મીનીટે થાય અને એક કલાક પછી મોત થવાનું હોય તો થાય.

સદરહુ ઉપર મુજબ તપાસ કરી રહયા બાદ માણસ જીવતો
હોય તો એ ઝેર કેમ ખવાડયું તથા પોતે ખાધું તે તપાસ કરવી.
ઝેર વોમીટ વાસી અને જે મળે તેને સીલબંધ કરી ડાકટર તરફ
મોકલવું.

**સવાલ**-પોલીસના જોવામાં કોઈ ડુબી ગએલા જેવો માણસ
આવે તો તેને સાવધ કરવા શું નીયમ છે.

**જવાબ**-પેહેલાં સ્વાસોસ્વાસ ચાલુ કરવા તરફ તથા લોહીનુ
ફરવું ચાલુ કરવા તરફ લક્ષ આપવું જોઇએ.

**સવાલ**-સ્વાસો સ્વાસ પાછો ચાલુ કરવાને શું નીયમ છે?

**જવાબ**-પેહેલાં સ્વાસોસ્વાસ ચાલુ કરવા તરફ તથા લોહીનું ફ

રવું ચાલુ કરવા તરફ લક્ષ આપવું જોઇએ.

**સવાલ**-સ્વાસોસ્વાસ પાછો ચાલુ કરવાને શું નીયમ છે?

**જવાબ**-માટીની છોવાળી તથા ફરસબંધી જમીન ઉપર તે માણ સને સુવાડવો અને કપાળ એક બાહાવડા ઉપર ટેકાવીને રાખવું. મોઢા ને તથા નશકોરાને લાગેલો ચીકટ વગેરે સાફ કરવો. આ નીયમ જયારે ડુબેલો માણસ ઘભરાતો નહીં હોય તથા બેહોશ નહી હોયતો કરવાનો છે.

**સવાલ**-જયારે સ્વાસોસ્વાસ બીલકુલ નહીં ચાલતો હોય ત્યારે કેમ કરવું?

**જવાબ**-ડુબેલા માણસને ચતો સુવાડવો. ઊશીકાથી અથવા સઘવ ડ ઉપયોગ કરી શકાય એવા કપડાની ગડી ઊંચે મુકીને ખભા ઊં ચા કરી રાખવા અને માથું જરા પાછળ ઢળતું રહેવા દેવું. તેના મા થા આગળ ઉભા રહીને કોણીની ઉપરના બાવડાં પકડી રાખવાં તથા હાથ હળવેજ ઉંચકીને માથા ઊપર તાણવા અને સાત આઠ પળ સુધી તેને પકડી રાખવા. આમ કર્યાથી ફેફસામાં હવા જાય છે પછી બાહવડાં હળવે મુકી દેવાં અને પડખા ઉપર તે હળવેજ પણ મજબુતાઇથી સાત આઠ પળ સુધી ડાબી રાખવા. એવું કર્યાથી ફે ફસામાંથી હવા બાહાર નીકળી જાય છે બાહવડાં એક વખત ઉ પર ખેંચવાની ને પછી પડખા સાથે ડાબવાની યુકતી હળવે એક સરખી અને ખોટી નહીં રહેતાં એક કલાક અને તેથી વધારે વખ ત સુધી તથા સ્વાસોસ્વાસ પાછો આગળ પ્રમાણે બરોબર ચાલે ત્યાં સુધી ચલાવવી જોઇએ. આ થયા પછી લોહીનું ફરવું ચાલુ કરવા જલદી કોશીશ કરવી.

**સવાલ**-લોહીનું ફરવું પાછું ચાલું કરવા શું નીયમ છે?

**જવાબ**-ધાબળી અથવા કામળી રજાઇ અથવા મળી શકે એ વા ગરમ કપડાંથી શરીર ઢાંકવું. અવયવ હાથથી રૂમાલથી ફલાલીનથી

અથવા પેહેરવાના કોઈ પણ લુગડાથી હેઠળ ઉપર (પગથી માથા ઉપર) ખુબ ચોળવું. તપાવેલી ઈંટથી અથવા ગરમ પાણી ભરેલી અને મજબુત બુચ મારેલી બાટલીને ફલાલીન અથવા લુગડામાં લપેટ ને ટની તથા છાતીની વચ્ચેનો ભાગ બગલ અને પગ શેકવા. તે માંદો માણસ પી શકે તો થોડી ગરમ કોફી બ્રાન્ડી અને પાણી એકઠાં કરીને અથવા દારૂ અને પાણી એકઠાં કરીને તે ચાહના ચમચામાં આપવાં. લોહી સારી રીતે ફરવા માંડયા પછી તે માણસને બીછાના ઊપર સુવાડવો તથા ત્યાં તેને કેટલેક વખત સુધી રાખીને ઉંઘ આવે તેમ કરવું. લોહી ફરવા માંડયું એ મોંઢાનો રંગ બદલાયાથી તથા લોહીની નાડીએ કાને સાંભળાથી તથા નાડી ચાલે છે એ હાથ લગાડાથી સમજાશે. પોલીસે આવા નીયમો એવે પ્રસંગે વાપરવા જ્યારે એમ અવઘડ આવે કે આ માણસને તાતકાલીક ઉપાય નહી કરીએ અને ડીસ્પેનસરી સુધી લેઈ જતા વાર લાગશે મરી જશે તોજ આ નિયમો વાપરવાના છે કારણ કે ડાકટર વધારે અનુભવી છે.

**સવાલ**–કોઈ માણસ લાઈસેન્સ વગર હથીઆર લઈ ફરે તો તેને પકડવા પોલીસને અકત્યાર છે?

**જવાબ**–લાઈસેન્સ વગર અથવા લાઈસેન્સનો ઠરાવ તોડીને જે માણસ હથીઆર લઈ ફરે છે એમ પોલીસની નજરમાં આવે તો પોલીસે લાઈસેન્સ માંગવો. લાઈસેન્સ નહીં હોય મુદત પુરી થઈ હોય તો પકડી પોતાના ઉપરી અમલદારને રજુ કરવો. તે કાયદાસર જામીન લઈ છુટો રાખશે અને લાઈસન્સદારોના હથીઆરો સ્વાધીનમાં લઈ વ્યવસ્થા કરશે.

**સવાલ**–એક પોલીસના જાણવામાં એમ આવે છે કે ફલાણા ઘરમાં લોકો જુવે રમે છે તો પોલીસે તે ઘરમાં પેસવું કે નહીં.

**જવાબ**–પોતાના ઉપરીને હકીગત કહેવડાવવી બાહારો બાહાર મેજીસ્ટ્રેટ રૂબરૂ જઈ પ્રતીજ્ઞા ઊપર ફરીયાદ કરવી. ફેરી ફરીયાદ કર્યા

પછી મેજીસ્ટ્રેટ આવશે તેની સાથે જઈ જગા બતાવવી અને મેજીસ્ટ્રેટ જે પ્રમાણે હુકમ કરે તે પ્રમાણે કરવું.

**સવાલ**-કોઈ માણસ સાર્વજનીક જગા ઊપર જુવો રમે તો કેમ કરવું.

**જવાબ**-શાહુદારી રાજમાગમાં અથવા હરકોઈ જગામા જુવો રમે તો પોલીસે તેને વગર વારંટે તુરત પકડવો અને પૈસા પાના અથવા રમવાના જે સાધનો હોય તે અથવા એ સંબંધમાં જે મુદો લેવાનો હોય તે તમામ લઈ હકીગત જાહેર કરી ઊપરી અમલદારને રજુ કરવો.

**સવાલ**-કેવી પ્રકારથી અને કેવા સાધન વડે રમત રમે તો જુવો રમ્યો એમ કહેવાય.

**જવાબ**-પાને પાસે ખોદે અથવા બીજા સાધનથી પૈસા અથવા કીમતી વસ્તુ લેવાને ઇરાદે જયારે રમત રમે ત્યારે જુવો રમ્યો કે કેવાય.

> સુચના-જયાં જુવાનો આકટ લાગુ હોય અથવા સ્ટેશનથી ત્રણ માઈલ સુધીની હદો હોય ત્યાં જુવો રમે તો પોલીસે પકડવો.

**સવાલ**-કોઈ ઓરત સુવાવડી હોય અને તેના ઉપર ગુન્હાનું તો હોમત આવ્યુ હોય તો તેને કેવી રીતે કેદ રાખવી.

**જવાબ**-એ ઓરત મુસાફરી કરવાની હાલતમાં આવે ત્યાં સુધી એના સગાની સંભાળમાં યોગ્ય ચાર્જ નીચે રહેવા દેવી અગર નહીં તો પાસેમા પાસેના દવાખાનામાં મોકલવી.

**સવાલ**-જયારે કોઈ શખ્શને પકડવામાં આવે તે વખતે તેના અંગનો ઝાડો લેતાં જે માલ મળે તે માલ ચોરીનો છે એમ મા નવામાં આવે ત્યારે કેમ વ્યવસ્થા કરવી.

**જવાબ**-એ માલ કોનો છે તે બાબત લોહોતદારથી પુછપાછ કરી

તપાસ કરવી. જણશનો માલીક માલુમ પડે તો તોહોમતદાર ઉપર જે કલમ લાગુ પડે તે મુજબ કામ બનાવવું અગર માલ મેજીસ્ટ્રેટ તરફ વીગતવાર રીપોટ કરી મોકલવો અગર જેના કબજામાંથી નીકળો હોય તેને અપાવવો હોય તો મેજીસ્ટ્રેટને રીપોટ કરી અપાવવો.

**શવાલ**-કોઇ માણસની લાસ રસ્તામાં પડેલી હોય તો તેની કેમ વીધી કરવી?

**જવાબ**-એ લાસ કોની કહી જાતની બ્રાહ્મણ, વાણીઆ, સાધુ તેના શરીરના પેહેરવેશના તથા ચેહેરાના દેખાવ ઉપરથી જોવું. કંઇ ગુન્હા પ્રકરણ માલુમ નહીં પડે તો લાસનું પંચાતનામું લેઇ તમામ ખુલાસા આપણને કોઇ પણ રીતે તપાસનો દોસ નહીં લાગે એ રીતે વીચોક્ષણ નજર પોહોચાડી પંચાતનામામાં લખાવવા. લાસ નમુદ નહીં થઇ હોય તો તેના ચેહેરા નીશાન લખી લેવા અને તેના ઉપર જરીયાન વીગેરે માલ હોય તે લેઇ ઉપરીને રજુ કરવો ને રીત મુજબ નીકાલ કરશે. મરનાર કયા ગામથી આવ્યો તે પુછપાછ કરવી અને ઘણીજ વીચીક્ષણ નજરથી જોવું.

**સવાલ**-એક કોન્સ્ટેબલ પોતાના ડીવીઝનમાં ફરવા નીકળે છે તે દરીયા કીનારાના ગામ ઉપર તપાસ કરતાં કીનાર ઉપર કંઇ માલ ખેંચાઇ આવેલો છે તેમ કંઇ માલ જડે તો પોલીસે કેમ કરવું?

**જવાબ**-તે માલની યાદી કરી જેના નામના નીશાન હોય તે જોવાં અને તરત ચીફ કોન્સ્ટેબલને રીપોર્ટ કરવો. તેવો માલ મેજીસ્ટ્રેટ તરફ મોકલવો અને મેજીસ્ટ્રેટ સાહેબ તેની વ્યવસ્થા કરશે.

**સવાલ**-માઇમાર્કેસી કેસ કોને કેહેવો?

**જવાબ**-ગાયકવાડ સરકાર અગર બીજી પરહદમાંથી ગુન્હો કરીને એક તોહોમતદાર ઇંગ્રેજ સરકારની હદમાં આવ્યો છે અને એ અંગ્રેજ સરકારની રઇયત છે એમ માલમ પડે તો અને જે ગુન્હો કરયો

છે અને એને વાસ્તે એને પકડવામાં આવે છે તે યોગ્ય છે એ બાબતી ખાત્રી કરવા પ્રીટીશની હદમાંથી જે કોરસ પોન્ડન્સ જાય તથા તે હદમાંથી લખાણો આવે એ તમામ મોમોરેસી કેસ કેહેવાય જે હદમાં ગુન્હો બને ત્યાં હમેશા તોહોમતદારને ઈનસાફ થાય અને જે હદમાં ચોરીનો માલ રાખવામાં આવે અને માલ રાખનારા જે હદમાં રાખે તે હદના રહેનારા હોય તો તેનો ઈનસાફ તેજ જગાએ થાય.

**સવાલ**–ક્યા ગુન્હામાં રાજીનામું લેવામાં આવે.

**જવાબ**–નીચે લખેલા કામમાં રાજીનામું લેવાય.

| ગુન્હાના નામ. | હી. ફોજદારી કાયદાની પડતી કલમ. | જે શખ્શને ગુન્હો માંડીવળાવાને અધીકાર છે તે શખ્શ. |
|---|---|---|
| ધર્મ સંબંધી કોઈપણ શખ્શનું દીલ દુખાવાના પાકા ઈરાદાથી કાંઈ શબ્દો બોલવા વીગેરે. | ૨૯૮ | ધર્મ સંબંધી જે શખ્શનું દીલ દુખાવવાનો ઈરાદો હોય તે શખ્શ. |
| વ્યથા કરવી. | ૩૨૩–૩૩૪ | જે શખ્શને વ્યથા કરી હોય તે શખ્શ. |
| હરકોઈ શખ્શને જેરવાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ૩૪૧–૩૪૨ | જે શખ્શને અટકાવ કર્યો હોય અથવા કેદ કર્યો હોય તે શખ્શ. |
| હુમલો અથવા સાપરાધ બળ વાપરવું. | ૩૫૨–૩૫૫–૩૫૮ | જે શખ્શની ઊપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપર્યું હોય તે શખ્શ. |
| કાયદા વીરૂધ જબરાઈથી મજુરી કરાવવી | ૩૭૪ | જે શખ્શ પાસે જબરાઈથી મજુરી કરાવી હોય તે શખ્શ. |
| બીગાડ–જયારે કોઈ શખ્શને જે હાની | ૪૨૬–૪૨૭ | જે શખ્સને હાની અથવા નુકશાન કર |

| | | |
|---|---|---|
| અથવા નુકશાન કરવામાં આવે તે ફકત કોઈ ખાનગી શખ્શે કરેલી હાની અથવા નુકશાન હોય ત્યારે. | | વામાં આવે તે શખ્શ. |
| સાપરાધ પ્રવેશ. | ૪૪૭ | જે મીલકતમાં પ્રવેશ કર્યો હોય તે મીલકત જે શખ્શના કબજામાં હોય તે શખ્શ. |
| ગૃહ પ્રવેશ. | ૪૪૮ | |
| નોકરી કરવાને કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦-૪૯૧-૪૯૨ | જે શખ્શની સાથે ગુન્હેગારે કરાર કર્યો હોય તે શખ્શ. |
| છીનાળું | ૪૯૭ | જે સ્ત્રી હોય તેનો ધણી. |
| સાપરાધ ઈરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઈ જવી અથવા રોકી રાખવી. | ૪૯૮ | |
| આબરૂ લેવી. | ૫૦૦ | જે શખ્શની આબરૂ લીધી હોય તે શખ્શ. |
| કોઈ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧ | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબત છે એવું જાણીને તે વસ્તુ વેહેચવી. | ૫૦૨ | |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઈરાદાથી તીરશકાર કરવો. | ૫૦૪ | જે શખ્શને તીરસકાર કર્યો હોય તે શખ્શ |
| સાપરાધ ધમકી જયારે તે ગુન્હો સાત વર્ષની કેદની સીક્ષા કરવા લાયક ન હોય ત્યારે. | ૫૦૬ | જે શખ્શને. |

બુદ્ધી પૂર્વક વ્યથા કરવાનો અથવા બુદ્ધી પૂર્વક માહાવ્યથા કર વાનો અથવા જીંદગી જોખમમાં આવે એવું કામ કરીને માહાવ્યથા કરવાનો જે ગુન્હો હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૨૪-૩૩૫-૩૩૭ અ થવા ૩૩૮મી કલમ પ્રમાણે શીક્ષા કરવા લાયક છે તે ગુન્હો જે શખ્શને વ્યથા કરી હોય તે શખ્શને જે કોર્ટની આગળ તે ગુન્હા બાબત કંઈ પણ ફરીયાદનું કામ ચાલ્યું હોય તે કોર્ટની રજા લઈને માંડી વાળ વાનો અધીકાર છે.

**સવાલ**—એક પોલીસના કોન્સ્ટેબલને મેજીસ્ટ્રેટ રૂબરૂ સાક્ષી આપ વા જવું હોય તો તેને સાક્ષી કેવી રીતથી કેવી ઢબથી આપવી.

**જવાબ**—મેજીસ્ટ્રેટ જે સવાલ પુછે તે શાંત મનથી બરાબર મગજ માં સમજી તેનો જવાબ ગભરાયા શીવાય આપવો. જે બીના પોતા ની રૂબરૂ બની હોય તે ખરી કહેવી. કોઈ લાસ ડીસ્પેનસરીમાં પોતા ની સાથે મોકલી હોય તો સાક્ષી વખતે તે સંબંધી એટલું નકી યાદ રાખવું કે લાસને કેટલે વાગે કહી જગાએથી ઉપાડી. ઉંચકનાર આદમી તથા સાથે કેટલાં આદમી હતાં, તેમના નામ યાદ રાખવાં. રસ્તામાં વાર લાગી તો શા કારણથી તે કારણ યાદ રાખવું. ડીસ્પેનસરીમાં કેટલે વાગે કહી જગાએ લઈ ગયા તે યાદ રાખવું. લાસ સાથે શું શું કપડાં તથા મુદા માલ મોકલ્યો તે યાદ રાખવુ. જખમો કેટલા શરીર ઉપર છે તે લાસ લઈ જતી વખતે વીચીક્ષણ નજરથી જોઈ સાક્ષી વખતે યાદ રાખવા. પોલીસ કોન્સ્ટેબલ ફરીયા દી હોય અને તેને ગુન્હા સંબંધી સાક્ષી આપવાની હોય તો તેને હંમેશા યાદ રાખવુ કે, પોતાને ગુન્હાની ખબર કયારે થઈ તે રીપોર્ટ થી થઈ કે કેવી રીતે, તપાસ કરવા કહી વખતે કહી જગાએ કહી તારીખે ગયા, તથા તપાસમાં શું શું હકીગત માલુમ પડી. પોતે શું શું તપાસ કરી કોહોના ઘરની ઝડતી લીધી, તોહોમતદારને શા કારણથી પકડયો, પંચ સમક્ષ કંઈ જગો વીગેરેના પંચાતનામા સા

કારણથી લેવાં પડયાં, કંઈ લાસ વીગેરે જોવામાં આવ્યું હોય તો લાસ ઉપર કેટલા ઘા તે કેટલા પોહોળા કેવી જાતના શસ્ત્રથી પડે લા ને લાસ કોની સાથે મોકલી! મુદો શું શું મોકલ્યો વીગેરે યાદ રાખી જુબાની આપવી. અને મેજીસ્ટ્રેટ સામુ નજર આખી સાક્ષી આપવી. પોતાને સવાલ પુછે અને કદાચ સમજ નહીં પડે તો તે ફેરી સમજી સમજમાં લઈ જવાબ આપવો. વગર સમજણે જવાબ આપવો નહી. વારંવાર પુછપરછ કરીએ તો બીન આવડીઆ કેહેવા ઈએ. માટે સાક્ષી હંમેશ દ્રઢ મનથી આપવી.

**સવાલ**-પોલીસ કોન્સ્ટેબલોએ પોતાના ફેરણા કેવી રીતે રાખવા.

**જવાબ**-કોન્સ્ટેબલથી તે થર્ડ કલાસ હેડ કોન્સ્ટેબલ સુધી પોલીસે ફેર્મ છે તે પ્રમાણે પોતાના ફેરણાં જુદાં રાખવા અને પોતે જે જે ગામમાં ફેરણાં ફરવા જાય તેને ગામમાં ગયા એટલે યાદ લાવવું કે આપણા ઉપરીએ શું શું બંદોબસ્ત કરવા તથા તપાસ કરવા હુકમ ફરમાવ્યો છે તે તપાસ કરવી અને કંઈ ગેન્હો બન્યો છે કે નહી તે જોવું અને ફેરાણામાં ટુંકામાં અમુખ તપાસ કરી ગુન્હો બન્યે નથી એ રીતે લખવું અને અકસ્માત કંઈ કેદી પકડવામાં આવ્યો હોય તો ફેરણામાં લખવું અઠવાડીયું પુરં થએ ચીફ કોન્સ્ટેબલ તરફ મોક લવાં. સે. કા. હેડ કોન્સ્ટેબલથી ફ઼ા. કા. હેડ કોન્સ્ટેબલને પણ એજ પ્રમાણે વર્તવાનું છે.

**સવાલ**-પોલીસે રોજ કામ રીપોટ એટલે ડાયરી કેવી રીતે લખવી.

**જવાબ**-ડાયરીમાં જે આસનો બતાવવામાં આવ્યાં છે તેમાં પેહે લાં ગુન્હાનો નંબર લખવાનો છે તથા બીજા આસનમાં ફરીયાદની મતલબ એટલે હંમેશા ફરીયાદીનું નામ કહી તારીખે ગુનહો બનયો કહી જગાએ કયા ગામમાં કહી પોષ્ટમાં કેટલે વાગે થયો ગુનહો કેવી રીતે ને કોણે કરયો તેના નામ વીગેરે ઉપર મુજબ ટુંકામાં મતલબ લખવી. તથા કાયદાની કહી કલમ મુજબ ગુનહો બનયો છે

તે કલમ લખવી. શું માલ મળયો કેટલો બાકી છે તે લખવું. ત્રીજા આસનમાં ગુન્હો જાહેર થયાની તારીખ એટલે જે દીવસે પોતાને રૂબરૂ આવી જાહેર કર્યું હોય તે તારીખ લખવી. ચોથા આસનમાં જાતે જગો ઉપર ગયા હોય તે લખવાનું છે. પાંચમાં આસનમાં હકીગત લખવાની છે એટલે કોણે કેવે પ્રકારે પોતાને જાહેર કર્યું બાદ તોહોમતદારને પકડવામાં આવ્યો હોય તે હકીગત ડાકટર સંબંધી કંઈ ખબર મળી હોય તે મુદા માલ સંબંધી ને કોહોના હવાલામાં રાખ્યો. ફરીયાદીનું શું શું કહેવું તેના સાક્ષીદાર તથા તોહોમતદારના સાક્ષીદાર લેવામાં આવે તો તેનુ શું કહેવું. પોલીસ તરફથી કોઈ સાક્ષી હોય તો તેની હકીગત તથા જે જે ગુન્હા સંબંધી જે જે તપસ કરવામાં આવે તે સ્પષ્ટ ખુલાસા ભરેલું લખવું. મુદામાં આવેલી તથા કંઈ ગએલી જાણુસો હંમેશા ડાયરીમાં નામવાર નીશાન બંધ લખવું.

## પોલીસની પાસે વારંમવાર ગુન્હા આવે છે તે કલમની સમજ.

**સવાલ**–ખુન તથા સીક્ષણ્ય વધ કોને કેહેવુ.

**જવાબ**–કોઈ માણસ મોત આણવાના અથવા એવું શરીરનું નુકશાન કરવું કે જેથી મોત થવાનો સંભવ હોય એવા ઈરાદાથી એવું કંઈ કૃત્ય કરે કે સામા માણસનું મોત થાય અગર પોતે એમ જાણતો હોય કે હું અમુક પ્રકારનું કૃત્ય કરીશ તો મોત થશે અને એવા પ્રકારનું કૃત્ય કર્યાથી મોત થાય તો તેને સીક્ષણ્ય મનુષ્ય વધ કહેવું.

કંઈ ઈરાદો લાવીને એવું કૃત્ય કરે કે મોત થાય–એટલે કોઈ માણસ એક ખાડો ખોદી લાકડી ઘાસ વીગેરે મુકે અને તે વખ

તે એમ ઈરાદો હોય કે સામેનો માણસ લાકડી લેવા જશે તો ખાડામાં પડી મરણ પામશે તો આ જગોએ ઈરાદો લાવી કૃત્ય કર્યું કેહેવું.

શરીરને નુકશાન કરવાથી મોત થાય—એટલે સૃષ્ટીના નીયમ પ્રમાણે જે સાધનો સામર્થ ગણેલા છે એવા સાધનોથી વ્યથા કરે અને એજ વ્યથા કરેલા સાધનના આકર્ષણથી મોત થાય તો શરીરને નુકશાન કરવાથી મોત થયું એમ સમજવું.

જાણી જોઈને કંઈ કૃત્ય કરીને મોત આણવું—એટલે એક ઝાડી પછવાડે એક જણ ઉભેલો છે અને તે એક જણ જાણે છે અને બીજો બંદુક ભરીને આવ્યો તેને ઉભેલા માણસે કહ્યું કે બંદુક આ ઝાડીમાં ફોડ તેણે વગર જાણે બંદુક ફોડી અને તેથી ઝાડી પછવાડે ઉભેલો માણસ મરી ગયો છે. તેથી બંદુક ફોડવાને કહેનારમાણસે જાણી જોઇને મોત આણ્યું એમ કહેવું.

કરવું જોઈએ તે નહીં કરવાથી મોત આણવું—એટલે ભાદરી નામની ખાડી છે ત્યાં બહુ કરાણ છે. તેથી કરાણવાળી જગોએ થઈ કોઈ જાય નહીં. એવી સંભાળ રાખવા એક ચોકી બેસાડી છે. હવે એ જગોએથી એક માણસ જાય છે તેને ચોકીવાળો એમ કહેતો નથી કે તમે આ જગોએથી જશો નહીં. પરંતુ જાણીજોઈને જવા દે છે. તો જે માણસ જાય અને કરાણમાં ગરકી મરણ પામે તો આ જગોએ કરવું જોઈએ તે નહીં કરવાથી મોત આણ્યું એમ કહેવું.

આ ઉપર જે નાયમો બતાવાને સીક્ષાણ્ય મનુષ્ય વધને લગતા છે. ખુનની ઉત્પતી સીક્ષાણ્ય મનુષ્ય વધ ઊપરથી થાય છે. સીક્ષાણ્ય મનુષ્ય.

વધ ખુન ક્યારે કહેવાય તે વીરો—સીક્ષણય મનુષ્ય વધ કરવા માં જે કૃત્ય કરીને મોત આણ્યું છે તે કૃત્ય મોત આણવાના ઈરાદાથી કર્યું છે એમ હોય તો અથવા એવું શરીરનું નુકશાન ઈરાદાથી કર્યું હોય કે જેથી મોત થવાનો સંભવ છે એમ ગુન્હેગાર સમજતો હોય અથવા કોઈ શખ્શને એવું શરીરનું નુકશાન કર્યું હોય કે શ્રષ્ટીના ક્રમ પ્રમાણે મોત આણવાને સમરથ છે એવું નુકસાન કરી ઈરાદાથી મોત આણે તો અથવા જે માણસ એવું કૃત્ય કરતો હોય અને તે પોતે એમ સમજતો હોય કે તે એવું ભય ભરેલું છે કે એથી કરીને મોત અથવા એવું શરીરનું નુકશાન થાય કે જેથી મોત થવાનો સંભવ હોય અને એવું કામ પોતે કરે અને મોત આણવાના અથવા નુકશાન કરવાના જોખમ વગર કારણે વોહોરે તો તે ખુન કહેવાય.

મોત થવાનો સંભવ છે એમ ગુન્હેગાર સમજતો હોય અને મોત આણે—એટલે (ઝ) ને મારી નાંખવાના ઈરાદાથી (અ) તેહને ગોળી મારે અને તેથી ઝ મરી જાય તો સમજમાં મોત આણ્યું સમજવું.

શરીરનું નુકસાન થવાથી મોત થશે એમ સમજતો હોય—એટલે (ઝ)ને એવો રોગ થયો છે કે એક સપાટો મારેથી તેનું મોત થશે એમ જાણ્યા છતાં (અ) તેના શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી સપાટો મારે અને સપાટાથી ઝ મરી જાય તો ચાલતા શ્રષ્ટીક્રમ પ્રમાણે સારી તંનદુરસ્તીવાળા શખ્શનું મોત આણવાને સમરથ નહીં હોય તોપણ (અ) ગુન્હેગાર છે પણ ઝને રોગ થયો છે એમ (અ) જાણતો નથી. અને (અ) તેને સપાટો મારે અને તેથી ચાલતા શ્રષ્ટીક્રમ પ્રમાણે મોત નહીં થાય તો તેનો ઈરાદો શરીરને નુકસાન કરવાનો હોય તો ખુનનથી એમ સમજવું. પણ એનો મોત આણવાનો ઈરાદો હોય અથવા ચાલતા શ્રષ્ટીક્રમ પ્રમાણે મોત એવું શરીરનું નું

કશાન કરવાનો ઈરાદો હોય તો શરીરનું નુકશાન થવાથી મોત થશે એવું સમજી મોત આણ્યું એમ સમજવું.

શ્રષ્ટીના ક્રમ પ્રમાણે મોત આણવાને સમરથ—એટલે તલવાર ડાંગ બંદુક પીસ્તોલ વીગેરે પેઢામાં લાત લમણામાં તમાચો એવા સાધનો કે જે શ્રષ્ટીના ચાલતા ક્રમ પ્રમાણે મોત થવાને સમરથ છે એવા સાધનોથી (અ) નામનો શખ્સ (ઝ) ને ઈરાદાથી મારે અને (ઝ) તેથી મરી જાય તો શ્રષ્ટીના ક્રમ પ્રમાણે મોત આણવાને સમરથ એવા સાધનોથી મોત આણ્યું એમ સમજવું.

મોત આણવાના અથવા નુકશાન કરવાના જોખમો વગર કારણે માથે વોહોરી મોત આણે—એટલે લોકોનું એક ટોળું મળેલું છે તેમાં વગર કારણે (અ) એક ભરેલી તોપ છોડે અને તેથી તેઓમાના એક જણનો જીવ જાય તો અને એક ઠેકાણે (ઝ) નું મોત આણવાનો ઈરાદો નહીં કરયો હોય તોપણ (અ) ખુનનો તકસીરવાર છે. આવી પ્રકારના મોતો થાય તેને નુકશાન કરવાના જોખમો વગર કારણે માથે લીધાં એમ સમજવું.

ઉપર જે નીયમો બતાવ્યા એ ખુનને લાગુ છે. ખુનનું ચાર્જ જયરે કોઈ માણસના ઉપર હોય ત્યારે તે સાબીત કરવાને પ્રથમ ઈરાદો જોઈએ અગર તે કેવી સમજણથી ખુન કરયું તે જાણવું જોઈએ અને આ બે શીવાય સાબીત નહીં થાય તો કેસમાં નીરાફળ જાય છે.

હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૦૦ માં જે અપવાદો છે તે પ્રમાણે મોત થાય તો ખુન નહીં કહેવાય.

અપવાદ ૧ લો—ભારે તથા અકસ્માત ક્રોધ ઉત્પન થવાથી જેહેને પોતાનો જીવ વશ રાખવાની શકતી ગઈ છે એવી અવસ્થામાં કોઈ માણુસ ક્રોધ ઉત્પન કરનાર શખ્શનું મોત આણે અગર ભુલથી અથવા અકસ્માતથી કોઈ શખશનું મોત આણે તો શીક્ષણ્ય મનુષ્ય વધ ખુન

નથી એમ સમજવું પરંતુ એ ક્રોધ નીચેની શરતો પ્રમાણે હોવો નહી જોઇએ.

૧—કોઇ શખશને મારી નાખવા અથવા કાંઈ હાંની કરવા સરૂ બાહ્ના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુધ્ધી પુર્વક ઉત્પન કરેલો ન હોવો જોઇએ.

૨—કાયદા મુજબ અથવા સરકારી નોકરનો અખ્ત્યાર અમલમાં લાવતા કોઈ સરકારી નોકરે કરેલી વસ્તુથી તે ક્રોધ ઉત્પન થયલો ન હોવો જોઇએ.

૩—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતા કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન થએલો ન હોવો જોઈએ.

ઉપર મુજબ ક્રોધ ઉત્પન થવાથી ખુન થાય તો તેને ખુન સમજવું. પણ એ ક્રોધ ભારે તથા અકસ્માત હતો અને એવા ક્રોધથી ખુન થઈ શકે એ બાબત અવશ્ય જાણવાની જરૂર છે.

બાહાના દાખલ ક્રોધ માગી આણેલો અથવા બુધ્ધી પૂર્વક ઊત્પન કરેલો એટલે—ક્રોધ ઉત્પન થાય એવું કંઈ કામ (ઝ) એ કર્યાથી ક્રોધાધીન થઈને તે અવસ્થામાં (અ) નામનો શખશ (ઝ) નું છોકરૂં (ય) છે તેને ઈરાદાથી મારી નાખે તો તે ખુન સમજવું કેમકે તે ક્રોધ ઊત્પન થવાનું કામ તે છોકરાએ કર્યું નથી અને તે ક્રોધથી થઈલું કામ કરવામાં કાંઈ ગફલત અથવા કમનશીબથી તે છોકરાનું મોત થયું નથી આવી પ્રકારના ક્રોધને બાહાના દાખલ માંગી આણેલો અથવા બુધ્ધી પૂર્વક ઉત્પન કરેલો સમજવું.

ખાનગી બચાવનો હક કાયદામુજબ અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઊત્પન થએલો ક્રોધ એટલે—એક (ઝ) નામના મેજીસ્ટ્રેટની આગળ (અ) સાહેદ દાખલ હાજર થાય હવે (ઝ) એમ બોલે કે (અ) ની જુબાનીમાંનો એકપણ શબ્દ હું ખરો માન

તો નથી તથા (અ) એ ખોટી સાહેદી પુરી છે અને એ શબ્દો શાંભળીને અ ઝને મારી મારીનાંખે તો ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ક્રોધ ઉત્પન થયો એમ સમજવું.

કાયદા મુજબ સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં ક્રોધ ઉત્પન્ન થયો—એટલે ( અ ) ને એક ( નક ) નામનો નાજરનો સીપાઈ કાયદા મુજબ પકડે અને તે પકડવાથી અકસ્માત ક્રોધ ઊત્પન્ન કરીને ( અ ) શખ્શ ( ઝ ) ને મારી નાખે તો કાયદા મુજબ સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતા ક્રોધ ક્રોધ ઊત્પન્ન કરી ખુન કરયું એમ સમજવું.

અપવાદ ૨—કોઈ માણસ શુદ્ધ બુદ્ધીએ શરીર અથવા મીલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બાહાર જાય અને આગળ વીચાર કરવાના તથા તે બચાવ કરવામાં જરૂર કરતા વધારે હાની કરવાના ઈરાદા વગર જે શખ્સની સાહેમાં તે બચાવનો હક અમલમાં લાવવાનો હોય તે શખ્શનુ મોત આણે તો તે સીક્ષણ્ય મનુષ્ય વધ નથી.

( અ ) ને માહાવ્યથા નહીં થાય એવી રીતે ઘોડાની ચાબુકથી તેને મારવાની ( ઝ ) કોશીશ કરે ( અ ) એક પીસ્તોલ ખેંચી કાઢે ( ઝ ) હુમલામાં જારી રહે મહુને ચાબુકનો માર પડતો બીજા કોઈ ઈલાજથી અટકાવશે નહીં એવું શુદ્ધ બુદ્ધીએ માનીને ( અ ) ગોળી મારી ( ઝ ) નો પ્રાણ લે તો ઊપલા અપવાદ મુજબ ખુન નથી માત્ર સીક્ષણ્ય મનુષ્ય વધ થયુ એમ સમજવું.

અપવાદ ૩—કોઈ માણુસ સરકારી નોકર હોય અથવા સરકારી ઈનસાફનો વધારો કરવાને કામ કરનારા કોઈ સરકારી નોકરને સાહ્ય કરતો હોય તે માણુસ તેને કાયદાએ આપેલા અખ

ત્યારની હદની બાહાર જાય અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુદ્ધ બુદ્ધીએ કાયદેસર તથા જરૂર માનતો હોય એવું કાંઈ કામ કરવાથી તે મોત આણે પણ જે શખ્શનું મોત થાય તે શખ્શની ઉપર તેનો કંઈ દવેશ ભાવ નહીં હોય તો તે સીક્ષણ્ય મનુષ્ય વધ ખુન નથી.

અમદાવાદ ૪—આગળ વીચાર કરયા વીના એકાએક જઘડો થઈને ઘણો ક્રોધ ચઢાવ્યો હોય તેવામાં એકાએક મારામારી થઈ અને તેથી સીક્ષણ્ય મનુષ્ય વધ થાય અને તે ગુન્હો કરનારે કાંઈ ગેરવાજબી ફાયદો લીધો ન હોય અને તે ઘાતકી રીતે અથવા નવાઈની રીતે ચાલ્યો નહીં હોય તો તે સીક્ષણ્ય મનુષ્ય વધ ખુન નથી આવી બાબતમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ અથવા પેહેલો હુમલો કરનાર કોણ એ વાત જાણવાની કંઈ જરૂર નથી.

અપવાદ ૫—જે શખ્શનું મોત થયું હોય તે શખ્શ અરાઢ વર્શથી વધારે ઉમ્મરનો છતાં તેણે પોતાની રજાબંદીથી પોતાનુ મોત થવા દીધું હોય તો તે ઠેકાણે સીક્ષણ્ય મનુષ્ય વધ ખુન નથી.

મનુષ્ય વધ—એટલે જે શખ્શનુ મોત આણવા ધારયું હોય તેથી કોઈ જુદા શખ્શનું મોત થાય એટલે

(અ) નામનો એક શખ્શ પોતાની સાથના જરીયાન વીગેરે સાથે એક સ્ટેશન ઉપર ઉતરયો છે. રાત પડવાના સબબથી તે સ્ટેશન માસ્તરને ઘેર ઊતરયો સ્ટેશન માસ્તરે તેની પાસે જરીઆન વીગેરે જોવાથી તેની દાનત બગડી તે ઉપરથી પોતાના બે માણસોને કહ્યું કે આ સેઠ માહારા ખાટલા પાસે સુવે તે વખતે તમારે આવી એને મારી નાખવો અને જરીઆણ વીગેરે લઈ જવું આ વાત વાણીઆના સાંભળવામાં આવી

તેથી તેણે વીચાર કરયો હું આ જગોએ સુઇશ તો બેશક મા- હેર મોત થશે. તેથી તે એક ઝાડ ઊપર બેઠો રાત અડધી જતાં હરામખોરો આવ્યા તેમણે પેલા સેઠને ખાટલો હતો તેને બદલે સ્ટેશન માસ્તરના ખાટલા ઊપર તરવારના ઝટકા મારયા તેથી સ્ટેશન માસ્તર મરી ગયો આવી પ્રકારનુ ખુન થાય ત્યારે મનુષ્ય વધ કરયું એમ સમજવું.

**સવાલ**-વ્યથા માહાવ્યથા બુદ્ધી પૂર્વક માહાવ્યથા તથા ભયંકર શસ્ત્ર વડે બુદ્ધી પૂર્વક વ્યથા માહાવ્યથા કોને કહેવી?

**જવાબ**-જે માણસ કોઇના શરીરને કંઇ દુઃખ રોગ અથવા અ શક્ત કરે એટલે કોઇને એવી રીતે મારે કે તેને પેટમાં દુખે આંખો ઇ ખશે એવો રોગ થાય તથા કોઇ માણસને એવા વ્યથા કરે કે જેથી તેને ઘણી વખત સુધી ખમવું પડે અથવા એવી વ્યથા કરે કે તેને, હાથ ભાંગે વીગેરે શરીરને અશક્તા થાય ત્યારે તેને વ્યથા કહેવી જે માણસની જીંદગી વ્યથા કરયાથી જોખમમાં આવે અને તે વીશ દીવસ સુધી દુઃખ ખમવું પડે તથા પુરૂશત્વનો નાશ થાય બેમાની કોઇપણ આંખની જેવાની શક્તી જાથુ જાય કોઇ અવયવ અથવા સાંધો જાય કોઇ અવયવ અથવા સાંધાની શક્તીનો નાશ થાય અ થવા તેની જાથુ ક્ષીણતા થાય ડોકાની અથવા ચેહેરાની જાથુ બદસી કલ થાય કંઇ હાડકાનું અથવા દાંતનું ભાંગવું અથવા ખસવું થાય આવી પ્રકારની જયારે શરીરની અશક્તી થાય ત્યારે માહાવ્યથા થઇ એમ સમજવું.

જે માણસ કોઇને ઇરાદાથી વ્યથા કરે ત્યારે બુદ્ધી પૂર્વક વ્યથા કહેવી જે માણસ કોઇને ઇરાદાથી માહાવ્યથા કરે ત્યારે બુદ્ધી પૂ ર્વક માહાવ્યથા કરી એમ સમજવું. જે માણસ ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે એટલે ગોળી તીર મારવાના ખોસી ઘાલવાના કોઇ હથીઆર વડે અથવા જે હથીઆર મારવાથી સામાનો મોત થવાને

સંભવ હોય એવા હથીઆર વડે અથવા કોઈ ઝેર કે ખાઈ જાય એવા પદાર્થ વડે તથા અવાજ સાથે ફુટે એવા કંઈ પદાર્થ વડે અથવા દમ લેવાથી ગળી જવાથી અથવા લોહીમાં જવાથી જે પદાર્થ માણસના શરીરને નાશ કારક હોય એવા કોઈ પદાર્થ વડે અથવા કોઈ જાનવરની મારફતે જે માણસ બુદ્ધી પુર્વક વ્યથા કરે તેણે ભયંકર શસ્ત્ર તથા સાધન વડે બુદ્ધીપુર્વક માહાવ્યથા કરી એમ સમજવું.

**સવાલ**—ગેરવાજબી કેદ ગેરવાજબી અટકાવ છાની ગેરવાજબી કેદ એટલે શું?

**જવાબ**—ગેરવાજબી કેદ—કોઈ શખ્શ મુકરર કરેલી ચોતરફી હદની બાહાર જતો અટકે એવી રીતે જે માણસ તે શખ્શને ગેરવાજબી અટકાવ કરે તો આવી પ્રકારની કેદને ગેરવાજબી કેદ કહેવી.

ગેરવાજબી અટકાવ—કોઈ માણસનો જેણીમેર જવાનો હક હોય તેણીમેર જતો તે શખ્શ અટકે એવી રીતે જે માણસને બુદ્ધી પુર્વક હરકત કરે આવી પ્રકારના અટકાવને ગેરવાજબી અટકાવ કહેવો.

છાની ગેરવાજબી કેદ—કોઈ શખ્શને એવી રીતે ગેરવાજબ કેદ કરે કે તે કેદની વાત તેમા સંબધ રાખનારાના જાણવામાં નહીં આવે અથવા સરકારી નોકરના જાણવામાં નહીં આવે અથવા કેદનું ઠેકાણું કોઈ સરકારી નોકરને જડે નહીં અથવા જાણે નહીં એવો ઈરાદો કેદ રાખનારના દીઠામાં આવે તો તે છાની ગેરવાજબી કેદ કેહેવાય.

**સવાલ**—બળ વાપરયું એટલે શું અને સાપરાધ બળ વાપરયું એટલે શું

કોઈ શખ્શ બીજા શખ્શની ગતીમાં ફેરફાર કરે કે તેની ગતી બંધ કરે જેથી તે પદાર્થ બીજા શખ્શના શરીરના કોઈ ભાગ

ઊપર કંઈ પેહેરયું હોય તે જે સાથે લઈ જતો હોય એવી વ સ્તુને અડકે અગર સ્પર્શથી ઈંદ્રીને અસર થાય તો બળ વાપરયું સમજવું પણ જે માણસ ગતી આપતો હોય, ગતીમાં ફેરફાર કરતો હોય, અથવા ગતી બંધ કરતો હોય, તેણે નીચે બતાવેલા ત્રણ પ્રકારે ગતી આપવી જોઈએ.

પેહેલો–પોતાના શરીરની શકતીથી.

બીજો–કોઈ પદાર્થ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા કોઈ બીજા શખ્શના તરફથી કાંઈ બીજુ કામ થયા શીવાય તે ગતી થાય અથવા ગતીમાં ફેરફાર થાય અથવા ગતી બંધ થાય એમ રચના કરીને.

ત્રીજો–કોઈ જાનવરને ગતીમાન કરીને તેની ગતીમાં ફેરફાર કરીને અથવા ગતી બંધ કરીને.

આવી પ્રકારે કોઈ માણસ ગતી આપે, ગતીમાં ફેરફાર કરે, અથવા ગતી બંધ કરે, તો બળ વાપરયું કહેવાય.

સાપરાધ બળ–કોઈ શખ્શ બીજા શખ્શની રજામંદી શીવાય, કોઈ બીજા શખ્શની ઊપર ગુન્હો કરવાના ઈરાદાથી બળ વાપરે એટલે નુકશાન ભય અથવા દુખના ઈરાદાથી બળ વાપરે અથવા નુકશાન ભય દુઃખ થવાનો સંભવ છે એમ જાણીને બળ વાપરે તો તેણે સાપરાધ બળ વાપરયું એમ સમજવું.

ગતી આપવી ૨–એટલે એક નદીમાં બાંધેલી હોડીમાં (ઝ) નામનો શખ્શ બેઠો છે તે બાંધેલી હોડીના દોરડાં છોડી દે અને હોડીને ખેંચવા જવા દે તો એ જગોએ ગતી આપી એમ સમજવું.

ગતીમાં ફેરફાર–એટલે (ઝ) નામનો શખ્શ એક શીગરામમાં બેસીને જાય છે તેના ઘોડાને (અ) નામનો શખ્શ ચાબુક મારીને તેની ચાલ ઉતાવળી કરે તો ગતીમાં ફેરફાર કરયો એમ

સમજવું.

કંઇ વસ્તુને અડકે અથવા સ્પર્શ ઇન્દ્રીને અસર થાય—એટલે અ નામનો એક શખશ ઝ ના તરફ એક પથર ફેંકે તે પાણીમાં અગર કાદવમાં પડવાથી તેના આકર્ષણથી કાદવ અગર પાણી ઉછળી ઝ ના કપડાં અગર જે વસ્તુ પાસે હોય તેને લાગે ત્યારે વસ્તુને અડકયા એમ સમજવું અગર કંઇ શરીરના અવયવ ઉપર લાગે ત્યારે સ્પર્શ ઇંદ્રીને અસર થઇ એમ સમજવું.

**સવાલ**—હુમલો કોને કહેવો?

**જવાબ**—એક માણસ બીજા માણસ સામું ભય, દુઃખ નુકશાન કરવાને ઇરાદે એટલે સાપરાધ બળ વાપરવાને ઇરાદે કંઇપણ ચાળા અગર તઇયારી કરે અને એમ કરયાથી સામાના મનમાં એમ આવે કે હુમણા સાપરાધ બળ વાપરશે તો હુમલો કરયો એમ સમજવું. માત્ર કંઇ શબ્દો બોલે તો હુમલો સમજવો નહીં પણ તે જે શબ્દ બોલે તેની સાથે ચાળા અગર તયારી કરે તો હુમલો સમવો.

ચાળા—એટલે અ નામનો એક શખશ મુઠી વાળીને ઝ તરફ હલાવે એવા ઇરાદાથી કે ઝ એમ જાણશે કે મહને હુમણા મારશે તો ચાળા કરયા સમજવું.

તૈયારી—એટલે અ નામનો એક શખશ કુતરાનુ મોં બંધન છોડવા માંડે જેથી સામેનો માણસ એમ જાણે કે મહને હુમણા મોં છોડીને કરડાવશે તો આ જગોએ તયારી કરી સમજવું.

**સવાલ**—મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન કોને કહેવું?

**જવાબ**—ચઊદ વર્ષથી ઓછી ઉમરના કોઇ છોકરાને અથવા સોલ વર્ષથી ઓછી ઉમરની કોઇ છોકરીને અથવા ગાંડા માણસને તેના માંબાપ અગર કાયદેસર વાલીના હવાલામાં હોય તેની રજાશીબંદી વાય લઇ જાય અથવા ફોસલાવીને તેડીજ ાય તો તેને મનુષ્ય હરણ કહેવું

અને કોઈ માણસ કોઈ જગોએથી જતો હોય તેને બીજી જગો ત રફ જવાને નુકશાન, ભય અથવા દુઃખ ઊત્પન્ન કરવાની ગતી આપીને એટલે બળથી જરૂર પાડે અથવા કંઈ ઇલાજોથી લલચાવે તો તે માણસનું નયન કરયું એમ સમજવું.

**સવાલ**-બળાત્કાર સંભોગ એટલે શું ?

**જવાબ**-કોઈ સ્રીની રજા મંદી વગર અગર મરજી વગર અગર તેને મોત અથવા વ્યથા એટલે તેના શરીરને કંઈ દુખ રોખ અશકત કરવાનો ભય ઉત્પન કરીને શંભોગ કરે અગર સ્રી દસ વરસની અંદરની હોય અને તેણીના ધણીને રજા આપે અગર નહી આપે અને સંભોગ કરવામાં આવે અગર પુરૂષ એમ જાણતો હોય કે હું સ્રીનો વર નથી. અને તે સ્રી બીજા સાથે જે કાયદા મુજબ પરણેલી છે અગર પોતાને પરણેલી માને છે તે પુરૂષ હું છું એમ માનીને તેણીએ પોતાની રજા મંદી આવી છે તે રજા મંદી છતાં સંભોગ કરે તો બળાત્કાર સંભોગ કહેવો.

**સવાલ**-શ્રષ્ટીકર્મ વીરૂધ ગુન્હો એટલે શું ?

**જવાબ**-દુનીઆમાં જે કર્મો નીમાય તો તેથી ઊલટું પુરૂષ સ્ર જાનવરો સાથે કર્મોથી ઉલટી રીતે એટલે સજાતી નહી તે શ્રષ્ટીકર્મ વીરૂધ ગુન્હો સમજવો.

**સવાલ**-ચોરી થઈ એમ કયારે સમજવું ?

**જવાબ**-જે માણસ કોઈ શખ્શના કબજામાંથી જંગમ મીલકત બદદાનતથી લેવાનો ઇરાદો કરી. લેવા સારૂ તે મીલકતને ખસેડે તો ચોરી કરી એમ સમજવું. જે મીલકત જમીનમાં ચોંટેલી હોય ત્યાં સુધી ચોરી થઈ શકે નહી. પરંતુ જમીનથી જુદી પાડી લેવામાં આવે તો ચોરી થઈ કહેવાય. અને જે મીલકતને જુદી પાડે અને પછી ખસેડે તો ચોરી કહેવાય.

ખસેડવું-એટલે કોઈ શખ્શ ખરેખર કોઈ વસ્તુને ખસેડે અને

તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કોઈ અડચણ દુર કરે અથવા તે વસ્તુને કોઈ બીજી વસ્તુથી જુદી પાડે ત્યારે તે ખસેડ્યું કહેવાય એટલે કે (ઝ)ની જમીનપરનું એક ઝાડ (ઝ)ના કબજામાંથી બદદાનતથી લઈ જવા રજામંદીસીવાય અ, કાપી નાખે તો જુદું પાડ્યું કહેવાય.

ચલણ થવામાં અટકાવ કરનારી કાંઈ અડચણ દુર કરે-એટલે કે ઉપર જે ચોરીની વ્યાખ્યા બતાવી એ પ્રમાણે ગુન્હો બને તો ચોરી કહેવાય. આ જે મૂળી ચલણ તે બંધનમાં નહી આવવા બીજી યુકતી કરવી.

જેમકે-કુતરાને લલચાવાથી કાંઈ વસ્તુ અ પોતાના ખીસામાં રાખે અને તે બતાવી ઝ ના કુતરાને પોતાની પાછળ ચાલવા લલચાવે આ જગોએ ઝ ની રજામંદી સીવાય બદદાનતથી લઈ જવાનો ઇરાદો હોય તો ચલણ થવામાં અટકાવ કરનારી કાંઈ અડચણ દુર કરી કહેવું. રજાબંદી સાફ અને અર્થાત સમજાય એવી જોઈએ અને જેને સાફ કે અર્થાત સમજાય એવો અકલ્યાર હોય તે રજાબંદી આપી શકે.

કોઈ પણ શખસ કોઈપણ ઉપાયથી કોઈ જાનવરને ગતીમાન કરે તો તેણે તે જાનવર ખસેડ્યું એમ કહેવાય અને તે જાનવરને ગતી થવાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી તે ચોરી કહેવાય જેમકે.

એક બળદને નગદી ભરેલી પેટી લઈ જતો જોઈને તે નગદી બળદ તથા લઈ જવા સારૂ તે બળદને એક તરફ જો (અ) નામનો શખસ હાંકી જાય તો તે બળદે ચાલવા માંડ્યુ કે (અ) એ તે જાનવરને ગતીમાન કરી ખસેડ્યું સમજવું અને બળદ ખસ્યો એટલે ચોરી કરી સમજવું.

**સવાલ**-જબરાઈથી કઢાવવું એટલે શું ?

**જવાબ**-જે માણસ પોતાના મનમાં ઇરાદો લાવીને કોઈને નુક-

શાન કરવાના ભયમાં નાંખીકોઈ કીમતી દસ્તાવેજ ઝવેર માણુક વી ગેરે કીમતી ચીજો બદદાનતથી લે તો જબરાઈથી કઢાવ્યું કહેવું.

**સવાલ**—ચોરી કયારે અપહરણ થાય છે તથા જબરાઈથી કઢાવ્યું કયારે અપહરણ થાય છે

**જવાબ**—કોઈ માણસ ચોરી કરવા સારૂ અગર ચોરીની મીલકત અગર ચોરીમાં મળેલી મીલકત લઈ જવા સારૂ અથવા લઈ જવાની કોશીશ કરવામાં મતલબસર કોઈ શખશનું મોત આણે વ્યથા કરે ગેરવાજબી અટકાવ કરે અગર વ્યથા મોત ,ગેરવાજબી અટકાવ કરવાની કોશીશ કરે તો અથવા એ પ્રમાણે કરવા તાતકાળીક ભય ઉત્પ ન્ન કરે તો ચોરી અપહરણ થયું એમ સમજવું.

અને જે માણસ જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરતી વખતે ગુન્હો કરનાર શખશ ભય પમાડેલા શખશની પાસે હાજર હોય અને તાત કાળીક મોત અથવા તાતકાળીક વ્યથા અથવા તાતકાળીક ગેરવાજબી અટકાવ તે શખશને અથવા કોઈ બીજા શખશને કરવાનો ભય તે શખશને ઉત્પન્ન કરીને તે જબરાઈથી કઢાવવાનો ભય ઉત્પન્ન કરે અને એ પ્રમાણે ઉત્પન્ન થવાથી તેજ વખતે એને તેજ ઠેકાણે જબરાઈથી કઢાવેલી વસ્તુ આપી દે તો જબરાઈથી કઢાવયું અપહરણ થાય છે પણ તે ગુન્હેગાર એવો નજદીક હોવો જોઈએ કે સામેના શખશને મોત તાતકાળીક વયથા અથવા તાતકાળીક ગેરવયાજબી અટકાવનો ભય ઉત્પન્ન થાય એ પ્રમાણે નજદીક હોય તો હાજર છે એમ સમજવું,

**સવાલ**—ડાકાયટી કોને કહેવી ?

**જવાબ**—પાંચ અથવા વધારે શખશો એકઠા મળીને કાંઇ અપહર ણ કરે અથવા કરવાની કોશીશ કરે અથવા જે શખશો એકઠા મળી ને અપહરણ કરતા અગર કરવાની કોશીશ કરતા હોય તે તથા જે શ ખશો હાજર હોય અને તે અપહરણ તથા કોશીશ કરવામાં સાહે કરતા હોય તે બન્ને મળીને તેઓની આખી શંખ્યા પાંચ અથવા વધારે

થાય તો એ પ્રમાણે અપહરણ કરનાર કોશીશ કરનાર હરેક શખશે "ડાકાયટી" કરી **સમજવું.**

**સવાલ**–સાપરાધ વીશ્વાસ ઘાત એટલે શું?

**જવાબ**–જે માણસ કોઇપણ રીતે કાંઈ મીલકત અથવા મીલકતપરનો અકત્યાર સોંપ્યો હોય તે માણસ બદદાનતથી તે મીલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે અથવા તે શોપણ શી રીતે બજાવવી એ વીશે કાયદાએ કોઈ હુકમ ફરમાવયો હોય તે હુકમ તોડીને અથવા તે શોપણ બજાવવા વીશે તેને સારૂ અથવા અર્થાંત સમજાય એવો કંઈ કાયદેસર કરાર કરયો હોય તે કરાર તોડીને બદદાનતથી તે મીલકત વાપરે અથવા વગે કરે અથવા જાણીજોઈને કોઈ બીજા માણસને તેમ કરવા દે તે માણસે સાપરાધ વીશ્વાસઘાત કરયો સમજવું.

**સવાલ**–ચોરીની મીલકત એમ કયારે સમજવું.

**જવાબ**–જે મીલકતનો કબજો ચોરીથી, જબરાઈથી કઢાવવાથી, અપહરાણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય, તે મીલકત અથવા જે મીલકતનો સાપરાધ ખોટો ઉપ્યોગ થયો હોય અથવા વિશ્વાસ ઘાત થયો હોય તો ચોરીની મીલકત સમજવી અગર કોઈ શખશનો એવી મીલક ઉપર હક હોયે અને પાછળથી તેના કબજામાં આવે તો ચોરીની મીલકત નથી સમજવું.

**સવાલ**–સાપરાધ પ્રવેશ કોને કહેવો?

**જવાબ**–જે શખશના કબજામાં કોઈ મીલકત હોય તેની અંદર ધમકી દેવાના તીરસ્કાર કરવાના અથવા દુખ આપવાના ઈરાદાથી અથવા કાંઈ ગુન્હો કરવાના ઈરાદાથી તે મીલક મધે જે માણસ પ્રવેશ કરે અથવા તે શખશને ધમકી દેવાના ઈરાદાથી તીરસ્કાર કરવાથી અથવા દુખ આપવાના ઈરાદાથી અથવા કંઈ ગુન્હો કરવાના ઈરાદાથી રહે તો સાપરાધ પ્રવેશ કરયો સમજવું

**સવાલ**-ગ્રહ પ્રવેશ એટલે શું ?

**જવાબ**-કંઈ ઈમારત, તંબુ, વાહાણ રહેવાના ઠેકાણા દાખલ વપરાતાહોય અથવા પુંજાસ્થાન માલ રાખવાના ઠેકાણા દાખલ વપરાતા હોય તેમાં સાપરાધ ગુન્હો કરવાને ઈરાદે પ્રવેશ કરે તો ગ્રહ પ્રવેશ કરયો કહેવું.

**સવાલ**-ગુપ્ત ગ્રહ પ્રવેશ કોને કહેવો ?

**જવાબ**-ઘરનો જે માલીક હોય અને જેને બાહાર કાઢી મુકવાનો અકત્યાર હોય તેની રજા મંદી શીવાય કોઈ ઘરમાં ઘુસે તો તેણે ગુપ્ત ગ્રહ પ્રવેશ કરયો કહેવું.

**સવાલ**-રાતે ગુપ્ત ગ્રહ પ્રવેશ એટલે શું?

**જવાબ**-સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતાં પેહેલાં પ્રવેશ થાય તો ગુપ્ત ગ્રહ પ્રવેશ સમજવો.

**સવાલ**-ઘર ફોડવું એટલે શું ?

**જવાબ**-જે રસ્તે થઈને કોઈથી જઈ શકાય નહી એવે રસ્તે માણસે પેસવું તેને ઘર ફોડવું કહેવું.

**સવાલ**-રાતે ઘર ફોડવું એટલે શું ?

**જવાબ**-જે માણસ સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતાં પેહેલાં ઘર ફોડે તેણે રાત્રે ઘર ફોડયું કહેવું.



## સૂચના.

આ પોલીસ પધ્યતી સુરત, " સોદાગર " છાપાખાનામાંથી મળશે નહી, પણ નીંચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમત મોકલ્યાથી મળશે. દેશાવરના ગ્રાહકે ૦ાા આનો ટપાલ ખર્ચ વધુ મોકલવો.

લા૦ પ્રેમશંકર સદાશંકર.

ભરૂચ, સુરત, નડીઆદ, અમદાવાદને ગોધરાના ખાનગી ચોપડી વેચનારાની દુકાનેથી તેમજ પોલીસના મુખ્ય થાણામાંથી.